૨૩૧૮

# ખોદાઇ લાકડીને અવાજ હોય કે?

---

## પ્રકરણ ૧ લું.

હેનરી માર્ચમૅંટ પોતાની જન્મ ભુમી ત્યાગ કરી દેશ વટો લીધો તે વાતને વરસ ૫ વહી ગયાં (વતનને છેલ્લી સલામ કરતી વેળા) તેણે ગંભીર કસમ ખાધા હતા કે જ્યાંસુધી પેહરના મરણના સમાચારથી તેને ખબર પડે નહી ત્યાંસુધી પોતાનાં વહાલાં વતનમાં કદી પણ કદમ પાછું લાવવું નહીં. પણ ક્યા પુરૂષના દીલમાં જન્મભુમી તરફની મમતાની આગનો ખજરાત નહી ઉસેકેરાયલો આગણને સંભલાયો છે. ગસ્સામાં. દેશવતો લીધો અને

ભોગવ્યો ખરો; સબબ, પેદરની કેહેરના હુમલા તેની માવતર તેમજ તેણીનાં તે એક પુત્ર ફરજંદ ઉપર પેન્દરને બેસબબ આવતા હતાં— કે જેની અસરથી માવતરને પોતાના અમુ-લ્ય પ્રાણનો ભોગ આપવો પડયો, તથા પુત્રને ઉમરે પુગવાની બીજે દહાડે દેશવટાની કવ-ડાસને મધ જેવી શીરીન સમજી મન મના-વવું પડયું. ઉમેદ! એકપુરી ઉમેદ, તું કોણ-નાં જીગરને ઉપસાવતી નથી? તેં હેનરી માર્ચમેંતને પણ છોડયો નહી. તેની છાટીમાં પેવસ્ત થઇ તે પોતાની અસર ચલાવી તેના માં વતનની એકવાર ફરીથી ભેટ લેવાને વિચાર કાયમ ઠસાવ્યો, કે જેથી તે વિચાર સનમુખ બીજા હરીફ વિચારો તદન શીકસ્તહ પામ્યા.

હેનરીના અપરાધ તેના પેદરની નજરમાં

મોટા કાં નહી દેખાયો હોય; પણ તે આ-
સપાસનાં તેમજ લગતાં વળગતાં લોકોને
મનસે મોટા હતો નહી. વાંક માત્ર એજ
કે એમીલી ફેરફેક્ષ નામની એક ઉંચાં કુળની
ખુબસુરત નાજનીન સાથ તે પવિત્ર મોહો-
બતના ગાંઠથી જોડાયો હતો. તેણીનું કુટુંબ
માર્ચમેંતનાં કુટુંબ કરતાં કાંઇ ઓછું પ્રખ્યાત
ન હતું, કે જેથી મી૦ રોજરને પોતાના
ફરઝંદના આ નવાં નાટાંમાં મનજુરીઆત
આપવાને આચકો કરવાનું કારણ મળે,
પણ રોજરનો એમીલીના પેદર વિરૂધ દુશ-
ભાવ કારણ વિનાનો ન હતો. ઘણાંક
વરસ અગાઉ તેણે એક નાજનીનનો હાથ
મેળવવાની કોશેશ કરી હતી; પણ તેને
નિષ્ફળતા શિવાય કાંઇ પણ પ્રાપ્ત થયું નહી.
નિરાશ અને નાસીપાસ થયો એટલુંજ

નહીં; પણ તેની માંગણીના દરમ્યાનમાં પેલી નાજનીનને હાથ કરવાનું બીડું એમીલીના બાપે ઝડપી લીધું હતું. એજ, અને બસ એજ કારણ બંને વચ્ચેના મીનાકેસાને લાગુ પાડી શકાય છે.

હેનરીની માવતર તરફ રેઝર કાંઈપણ કાલજીની ક્ષમા મોહોબતની તેમજ રેહેમ નજર ફેંકતો ન હતો. તેણે તેની માવતર સાથ કદમ્બુદાય કરી હતી તે ફક્ત પઈસા તરફના લોભની વલાગુને અનુસરીનેજ કરી હતી, કે જેનું પરીણામ એજ નિપજ્યું કે જે નિરંતર એવી રવેશનાં સંધાયલાં ખાલિસ મોહોબત વગરનાં કજોડાં તરફથી વજી રખાય છે. ભરથારની કઠોર છાટીના અંતરમાં પોતા વિશે મોહોબતના ઝાડનું મુળ કોઇ દીવસે બાઝેલું જોવાની દઢ ઉમેદમાં બાપારીએ મો-

હોંતના ફીરસ્તાને અસ્તક પોતાના જાનનો કબજો આપવાની ઉમેદવારી કરવાની લાચારી આવેલી જોઈ. ગરીબ નિરદોષ નાર! તે બાલકનો ચેહેરો દીઠો, પણ તે દરશણના બદલામાં તે બાલકને માવતરના લાડનો મોતાજ દાર કરવા તું ગમનો ભોગ ગઈ. ગમના ભોગને બાળીના કીરણમાં જહેરો પણ તે લગતા વલગતાઓ માન્ય કરવાને ધિકારતા એજ દુખી અબલાના મરણ બાદ તેણીના ભરથારને ચાણકના ચાબુકની ચાલાક ચીમકી તથા ચેતવણી હતી.

"મારેખાતર આપણા બેટા ઉપર મમતા અને મેરબાની રાખજો," એ શબ્દમાં તેણીની પોતાના ભરથારને સેવટની અરજ સમાયલી હતી. તેણીનાં મોહોંતનાં બોલાણાનાં એક દુખદાયક ચીરથી રાજરની પોલાદી છાતી ધ્રુ-

જવા લાગી. તેની અસર તેમાં એટલી મજબુત થઇ કે વગર અચકવે તેણીની એ સેવટની ફરમાસ ઉપર ઓસ્તવારીથી અમલ કરવાને તેણે કસમ લીધા. અને અચીત તે વચન મુજબ કેટલોક વખત તે ચાલ્યો; પણ આ કેબત પોતાની કમનસીબ માહારદારનો અફીક ફીકકો ચેહેરો આસ્તે આસ્તે તેની નજરમાંથી આઘો થતો ગયો, અને હેનરી ઉપર તે કરડી નજર કરવા લાગો. હેનરી તેનીથી અતિશય બીહીતો હતો, અને જે વેલાએ બીજા છોકરાઓને તેમનાં માતપીતા આગલ લાડ કરતા તે જોતો ત્યારે તેને પોતાની બેહસ્તન માવતર સંભારી આવતી એટલે પોકેપોક રડતો અને નવધાર આંસુના કતરા પોતાના ખુબશુરત ચેહેરાના ગોલાબી રોખશારા ઉપર તપકાવતો હતો.

એક મજાપા ભરેલી જીંદગી ગુજારતાં તે ૨૭ વરષની ઉમરે મુગો, પણ એટલા વખતમાં તેણે કોઈ સાથ દોસ્તી કે ઓળખાણ કરી નહીં. નિશાળમાં તો એકમારગુ રહયો પણ જે માણસોના સંબંધમાં તેનું રોજ આવવું થતુ તેમની સાથ પણ અગાળો રહયો તે માત્ર આપડીનીજ કાળજી રાખતો હતો.

તેણે દશવર્ષના લીધાને આખું વરશ વહી ગયું, અને એટલામાં તેની મનશક્તિમાં ઘણો સુધારો થયો હતો. જ્યારે તે કોલેજ છોડી પોતાને ઘર પાછો આવ્યો ત્યારે તેના બાપને એવા દીકરા માટે મગરૂબ થવાનુ કારણ જણાયું; પણ તેને મુલે ચાહતો ન હતો એટલે તેની હુશિઆરીનાં વખાણ કેમ કરી કરે!

એકાએક કેનરીની ચાલચલણમાં અજાયબ ફેરફાર થઇ ગયો. તે એકમારગુ હતો એ આ

પણે જોયું છે; પણ હવે તે ભોળાં અને ખુલ્લાં મનવાળો પુરુષ થયો. એ ફેરફાર એનામાં. પાનખરઋતના એક ખુલ્લા દીવસથી થતો ગયો તે પહાડો ખુલ્લા અને ખુશનુમાં હોવાને લીધે તે પોતાની બંદુક તથા કુતરા સાથે આપીકા વગડામાં એક કલાક ફરવા નિકળ્યો. પાનખર ઋતુ બેસી ચુકી હતી. હવા ગરમ સુખાકારી ભરેલી હતી. તેનુ ડુંગર તે પહાડે ઊંચું ન હતું. તે ઝાડીમાં ગયો, અને જલદીથી તેની બંદુકે આવાજ કરયો. તે બંદુકની નેમ-લેવામાં એક્કો હતો; એટલે દર રોજ રોજ રને શિકાર જવાની તથા પોતાને માટે શિકાર મારવાની કાંઇ ગરજ ન રહેતી. કલાક એક વહી ગયો અને એનરી ખભાં ઉપર શિકારથી ભરેલો કોથલો લટકાવીને ઘર તરફ ફરવાની તઇયારી કરતો હતો; એટલામાં તેની નજરે

અકસ્માત એક હરણ જણાયું. તેને જોતાંજ તેણે બંદૂક ઉઠાવી અને ફોડી. બંદુકનો અવાજ પુરેપુરો નરમ પડયો નહીં એટલામાં તેને એક મોટી કીકીઆરી સંભળાઇ. તેથી તે સ્થંભ થઇ ઊભો અને તેને ગભરાટ એટલો થયો હતો કે તેનાથી લગારે હાલચાલ થઇ શકી નહી. પણ તેણે એટલું તે શું કરયું હતું કે તેની એવી અવસ્થા થઇ રહી. ચિત સ્વસ્થ થયું, એટલે તે આગલ ધરયો, અને કેટલીક ઝાડી પસાર કરવા પછી એક જુવાન અબલાની સનમુખ તેનું જઇ બનવું થયું. તે નાર ગભરાટ અને અચરતીથી તેની તરફ તગોતગ જોતી ઉભી.

તે નાજનીનના દેખાવથી હેનરીના મનને અતિશય થંડક પડી, કારણ કે તેને સાફ જણાયું કે તેણીને કાંઇપણ ઇજા થઇ હતી

નહી. ફક્ત અવાજથી તેણીની ઓચ્મ્બા પામી હતી. તે ઘણીજ ખુબશુરત હતી અને પુર જોબનમાં હતી. હેનરીએ કોઇ દીવસ એટલો ખુબસુરત ચેહેરો જોયો ન હતો. તેણીની નીરદોષ ચશમ તમામ ઊઘાડી હતી; અને હોઠ ભયથી ધ્રુજતા હતા.

જયારે તે પોતાની અચરતીમાંથી હુશિઆર થયો ત્યારે તેણીની તરફ તગોતગ નજર કરતા બોલ્યો "વિનંતી ગુજારૂં છું કે મારી બેદરકારી માટે તમો દરગુજર કરશો. ખચીત મને એવું લગારે ભાન હતું નહીં કે કોઇ આ જંગલમાં હશે. હું ધારૂછું કે મારા લીધે તમો ઘણાં ચોંકયાં નથી."

"સેહેજ ઓચંબો આવ્યો હતો, પણ એમાં તો તમારી કસુર જેવું કાંઇએ નથી. મને પોતાને અતરે દાખલ થવાનો કાંઇ હક

ન હતો," તેણીની જે ઝાડના થડ ઉપરથી ઉઠી હતી તે ઉપર પાછી બેસીને બોલી.

"હક શાનો? બેલાશક મરજી પડે ત્યારે અહીં ફરવા આવજો" હેનરીએ જલદીથી જુઆબ દીધો.

"મી૦ માર્ચમેંત, હુ તમારો ઉપકાર માનુંછું;" તે તેનાં મોંહો તરફ જોઇ બોલી.

"મારૂં નામ તમને ખબર છે?"

"હાજી, હું તમારૂં નામ જાણું છું; ગયા રવિવારે હું દેવલમાં જતી હતી ત્યારે મને કોઇએ તમને બતાવ્યા હતા; અને હું બીજી હારમાં બરાબર તમારી પછવાડેની બેઠક ઉપર હતી." એટલું બોલતાંજ તેણીએ તેના ચેહેરાગમ જોયું, અને તેનો મરોર તથા ખુબસુરતી જોઇ મોહીત થઇ ગઇ.

"હં, હં!" તે બોલ્યો, "પણ મને

જરા ઠાક ચઢી છે; તમને હરકત ન હોય તો હું પણ બેસું."

"સુખેથી બેસો"—એટલું બોલી તે છોકરી ઉઠતી હતી; પણ તેણે તેણીના હાથ દાબીરાખી ઉઠવા દીધી નહી.

"હું કંઈ તમને ચોંકાવી નસાડી મુકવા નથી માંગતા," તે બોલ્યો. તે અત્યાર લગણ તો કોઇ પણ સ્ત્રીની સંગતથી દુર રહેલો હતો; પણ આ તકે તો તેને એક સ્ત્રી સાથ છુટાપણું ચલાવી તેણીની પાસે બેસવાની રજા પણ માંગવાની હીંમત ચલાવી.

"અને હું કાંઇ તમોથી ચોંકતી પણ નથી!" તે હસતા મુખરો કરી બોલી. હસતી વેલા તેણીના મોહોંમાંની મોતીની માલા હેનરીની નજરે પડી. તે એવી રોનકદાર હતી કે અગર એક બદસુરત ચેહેરામાં એજ દાંતની

હાર મુકી હોય તો તેને પણ મનમોહન બના-વી નાંખે.

"ત્યારે આ રલીઆમણી જગાથી જતાં રહેવાની ઉતાવલ શા માટે કરો છો?" હેનરી બોલ્યો. "જો મારી હાજરી તમને ના પસંદ આવતી હોય તો હું જ જાઉં, કેમ મીસ——"

"મારૂં નામ એમીલી ફેરફેક્સ છે," તે-ણીની વચમાં બોલીઉઠી. બોલતીવેલા જરા ખસતી બેઠી, એટલા માટે કે હેનરી તેણીના પાસે ઝાડના થડ ઉપર બેસે.

"એમીલી ફેરફેક્ત! વાહ કેવું મજાહનુ નામ."

"તમને તે ખરેખરજ મજાનું લાગે છે શું?" આ શબ્દ બોલતીવેલા તેણીએ હેન-રીના ચેહેરા તરફ જોયું જેથી તે ઉપર એટલ ઓચાતી લાગણી થઇ કે તેની છાતી ઢબકવા લાગી.

"હા, પણ કાંઇ બીજું એવું હું જાણું છું કે જે તમારાં નામ કરતાં ઘણુંજ અધીક મનમોહન લાગેછે." તે બોલ્યો, "અને તે તમે પોતેછો."

"તમે સરાઘટ કરો તો તમારી મરજી" તે બોલી. હેનરીને એવું લાગ્યું કે તે જરા નાખુશ થઇ છે.

"હરગેજ નહી, હું કદી સરાઘટ કરતો નથી." હેનરી ભુલને માટે પશ્ચાતાપ કરતો હોય તેમ બોલ્યો.

"તમો ભલે એમ કહો પણ હું તેમ છેક માનતી નથી." તે દોકું ધુનાવી બોલી.

"અરે! હું કેવું ઇચ્છું છું કે જે હું કહું તે સદાબરૂં તમે માન્ય કરો," જરા ખાંચીને હેનરી બોલ્યો, "હુ ધારૂછું, મીસ ફેરફેક્ષ, કે તમો આ ગામમાં પરોણા તરીકે આવ્યાં હશો?"

"નહી, નહી, અમો કાંઈ બાહારથી આવ્યાં નથી; મારા પાપાએ એક હોજનો વજીફો વેચાતો લીધોછે, અને અમો ત્યાં રહીએ છીએ," અમીની બોલી. તે એવું સમજતી હતી કે હેનરી તેણીને સવાલ કરોઆમાં લાવે એ સ્વભાવિક છે. "અમારી જગા ઘણી સારી અને જુની છે. તે મને ઘણી પસંદ પડેછે. પણ હવે રાત પડી જાયછે, મીસતર માર્ચમંત, સાહેબજી, હવે મને જવું જોઇએ નહી તો જંગલમાં રસતો ભુલી જઇશ."

તેણીએ આ વખતે શેકહેન્ડ કરવા હાથ લાંબો કીધો નહી પણ હેનરીએ પોતે તેણીનો સફેદ હાથ પકડયો અને એટલોવાર સુધી પ્યારથી ઝાલી રાખ્યો કે તેણીને તે અધીરાઇથી ખેંચી લેવાની અગત્ય પડી. તેણીના ચેહેરાએ કાંઈ ઓર રંગ પકડયો તે એટલા સુધી કે તેણીના

સોનેરી બાલ પણ છેક થડ લગણ જુદાજ રં-ગમાં બદલાઈ ગયા.

"હું તમને રસો દેખાડવા આવીશ અને તે પણ તમારી ખુશીથીજ" હેનરી બોલ્યો.

"ખુશીથી કે નાખુશીથી, પણ મારે તો તમને મારી સાથે આવવા દેવું જોઇએ. કારણ કે મને તમારા વગર ચાલે એમ નથી."

"ત્યારે તમે માત્ર નાચારીને લીધેજ મને તેમ કરવા દોછો." હેનરી હસીને બોલ્યો, "હું તમને અંધારામાં મુકી જાઉં તો તમે શું કરો પછી?

"પણ તમે તેમ કરોજ નહી તો" એમીલી હસતી બોલી.

"મારો હાથ ઝાલવાની તમને ગરજ કરું વારૂ?" હેનરી પલભર અચકી બોલ્યો.

"હા, હવે મને લાગેછ કે તમે મને બેઅદબ ધા તુંદ સમજો છે, મીસ ફેરફેક્ષ. મેરબાની કરી દરગુજર કરજો હું ફરી એવું નહી કરીશ."

તેને એટલું તો દુખ લાગેલું જણાયું કે એમીલીએ પોતાની લાગણીને તાબે થઇને તેનાં હાથમાં પોતાનો હાથ સેરવ્યો. તેના અવેજમા કોઇ પણ દહાડે તેણીએ ન દીઠેલો એવો ખીલેલો ચેહેરો હેનરીના બાબમાં જોયો. એ રીતે હસતાં બોલતાં જયાં સુધી તે જંગલને નાકે જઇ પુગાં ત્યાં સુધી સાથ ને સાથ ચાલ્યાં. હેનરીને મનસે રસતો ઘણો ટુંકો કપાયો તેમજ એમીલીને પણ લાગો—પણ ખરૂ બોલતાં તેઓએ ઘણી લાંબી "વાક" લીધો હતી, અને જયારે તેઓ મોહોલ્લામાં આવી ઉભાં ત્યારે માહાબોખતાર તેમના મોંઢ ઉપર ખુલ્લો પ્રકાશતો હતો.

"હવે આપણને છુટાં પડવું જોઇએ, સાહેબ મેહેરબાન, તસદી માફ કરજોજી." એમીલી બોલી.

"હું તમને પાછો મલીશ; કાલ રોજે તમો અહીંઆંજ આવશો કેની?" પોતાની હુલરઈ ઊપર અચરત થતાં હેનરી બોલ્યો.

"કદાચ" એમીલીએ જવાબ દીધો.

એટલું બોલી તે ચાલી ગઈ. હેનરી એકલો ઉભો રહ્યો. તેની છાતી ઢબઢબ થતી હતી, અને તેનું મન ખુશીમાં ગરકાવ હતું.

આ બનાવ પછી દર રોજ તેઓ એકમેકને તે જગા ઉપર મલતાં હતાં. પેહેલ વેહેલાં મીસ ફેરફેક્ષ, પછી મીસ એમીલી, ત્યાર પછી માત્ર એમીલી; અને છુટાં પડતી વખત ફકત "શેકહેન્ડ" કરવા ઊપરથી આગલ વધી હેનરી તેણીના મધુર શુર્ખ હોઠ ઉપર બોકી દેતો થયો.

પેલો એકમારગુ જુવાન વિદ્યાર્થી મોહો-બત તે શું તે કાંઇ આગલ સમજતો ન હતો. તે જાણતો હતો કે કોઇને તેની કદર લાગતી ન હતી. તેના પેહરના કરડા દેખાવનો તેને માહા-વરો પડયો હતો; અને જયારે તેનું બોલવુ એમીલી ઊલતથી સાંભલતી હતી અને તેના દરેક બોલ જાણે ધ્યાન આપવા તથા યાદ રા-ખવા લાયક હોય તેમ તેની ઊપર તે પુરતુ લક્ષ દેતી ત્યારે તેને નવાઇ જેવું લાગતું હતું.

મધુર ખુસામતીઓ! જયારે તે પોતા-ની દુખી બચગીની તેમજ એકમારગુ પણામાં ગુજારેલી જુવાંનીની વાત એમીલી આગલ કરતો હતો ત્યારે તે કેવી રીતે લક્ષ દઇ સાં-ભલતી હતી! તેણીની હજુરમાં તેનો એક-મારગી રેહેવાનો ખવાસ તદન બદલાઇ ગયો, અને તે તદન જુદો પુરૂષ બન્યો. તેણીએ હવે

તેને પોતાના હેવાલથી વાકેફ કીધો કે જે ઉપરથી એવું જણાયું કે તેણીનો બાપ જોકે તાલેવંત હતો તોપણ તેણીએ કાંઇ સુખ જોયું ન હતું. તેણીનો બાપ તેણીની માવતરને હઇઆતીમાં ચાહતો હતો પણ તેણીના મરણ પછીથી તે તદન બદલાઇ ગયો હતો.

બંધેનું જોડું તો ઠીક હતું. જયારે તેની બહેરી મરણ પાંમી ત્યારે તેને જબરો જખમ લાગો કે જે એમીલીના કહેવા મુજબ કદી રૂજાયો નહીં; કારણ કે તેની એકપુરી ગમત માત્ર પઇસાનો સતો કરવામાં તથા તેમા રોજને રોજ વધારો કરવામાં સમાયલી હતી. પઇસા શિવાય બીજો કોઇ પણ વિચાર તેને દીવસે તેમજ રાત્રે આવતો ન હતો.

રાબેતા મુજબ એક દીવસ એમીલી તેને મલી નહીં; એટલે તે તેણીને માટે બોહી

રહયા પછી ઉદાસ અને થંડાં જીગર સાથ ઘર ગયો; અને આવો બનાવ તેમને એક-મેક સાથ ઓલખાણુ પડયા પછી પેહેલ વેહે-લોજ બન્યો હતો.

ગમે તે હોવ પણુ મીલાપ કરવો ન કરવો એ તેણીની મુરજી ઉપર રહયું હતું, સબબ, તેણે તેણીને પવીત્ર મોહોબતથી બોસા લીધ હતા, તેમજ લાડકાં નાંમથી તેણીને બોલાવી હતી તોપણ તેને દુખદાયક રીતે યાદ આવ્યું કે પોતાની તરફ બંધાયલી રેહેવાને તેણે કાંઇ પણ તેણીની સાથ નકી કરયું હતું નહી. જો તેણીની તેની સંગતથી કંટાલી ગઇ હોય તો દુર રેહેવાને તેણીનું જીગર કાં નહી આચકી કરે.

જુનો બતલર હેનરી ઉપર મયા રાખતો હતો. તેણે પોતાના નાહના સેડમાં ફેરફાર

થયલો દીઠો હતો અને તે માટે ખુશી રહેતો હતો; પણ હવે તેનો ચેહેરો નખાઇ ગયલો જોઇ તે દલગીર થયો. તે બાએ તે કાંઇ બોલી શકયો નહી, કારણ કે તે પુછવાનું કામ તો હેનરીના બાપનું હતું. તે ઘાટકી પીતા કોઇ દીવસ પણ હેનરીનો ઉતરી ગયલો ચેહેરો જોઇ તેને એક સવાલ પણ પુછવામાં લાવ્યો નહી. બાપ સાથ જમતી વેલા હેનરી મનસે ખ્યાલ કરતો કે તેનો પેદર પોતાના વખતમાં મોહોબતના તીરનો ભોગ થયો હશે કે નહી. તે વિચાર કરતાં તેને જરા હસવું આવ્યું, કારણ કે એક જુવાન શખ્સને આ જાણવું મુશકેલ છે કે તેની માફક ઘરડા માણસોની લાગણી કોઇ કાલે પણ મજબુત અને ગરમ જોસ્આવાલી થઈ હશે.

રાબેતા મુજ એક દહાડે હેનરી વગડામાં પા·

છો ગયો, પણ એમીલી તાંહીં હતી નહી. તેનું જીગર સીસાં મુઆફિક નરમ થઇ ગયું, અને હા- થમાં મોહડું ઢાંકી પેલાંજ ઝાડના થડ ઊપર ઉદાસ થઇ બેઠો. સુખ શું તે એક વખત તે સમ- જીઓ હતો, એટલે પાછી એકલી જીંદગી ગુજારવી એ મુશકેલ જણાયું. થોડોક વખત પછી તે ઉઠયો, અને જાહેર રસતા તરફ ચાલતો થયો. તે રસતા ઉપર પુગો એટલે તેની નજર બે સવાર ઉપર પડી. તેઓમાં એક મરદ અને એક ઓરત હતી. તેઓ તે- ની આગલથી ઘોડા દપટાવતાં જતાં હતાં. તેમની પછવાડે તેમનો ઘોડાવાલો હતો.

તેણે તે સ્ત્રીને તરત ઓલખી—તે એ- માલી હતી! પણ તેણીની સાથ ગ્રહસ્થ કોણ હશે? આ સવાલનો જવાબ તે લીલી આંખ વાલા રાક્ષસે સેતાખાથી આપ્યો. તેણીનો

સાથી, અલબતાં, તેણીનો આશક હતો.

એમીલી તેને સુખી લાગી નહી. તેની નજર પ્રમાણે, તેણીએ તેને જોયો ન હતો, તથા તેણીની કાંઇ વિચારમાં રહેલી જણાતી હતી. તેણીની ચાલ પેલા તેણીના સાથીના બાબમાં કાંઇ ઠીક ઉતરે એવી ન હતી. તે ગમે તે હોવ પણ મેલાપની જગા ઊપર તેણીએ આવવાનું તો બંધ કરયું હતું. અને ખુલાસા તરીકે એક પણ શબ્દ જણાવ્યા વગર તેણીએ તેની સંગત તજી હતી.

હેનરીએ ભારી નીસાસો નાખ્યો. મોહોબ્બતની મીઠાશનો તેને અનુભવ થઇ ચુકયો હતો, એટલે હવે તેની કવડાસ કેવી હોયછે તે સમજવાનું પણ બાકી રહયું નહી.

તેણીની થોડા વખતની ઓલખાણની કાંઇ દરકાર કરતી ન હશે. તે એક જબરદસ્ત

ચાંચર જણાય છે અને આ મોહોકાંન કરી મલકાય છે, એ વિચારે તેનાં ગરમ લોહીના ઉભરા તેના મોઢાં ઉપર તીપાતા કરયા. તે મનસે બોલ્યો—"તેઓ બંને પાછાં ફરે તાંહાં સુધી અહીંજ ઊભો રહું?" મગરૂબીએ જવાબ વાલ્યો, "ના—ના—ના." પણ મોહોં બતે તાપસી પુરી "અલબતાં." હા, તેઓ અહીંથીજ પાછાં જશે; હું ઊભોજ રહું અને એમીલાને એકવાર ફરીથી જોઉં. કદાચ મને અહીં ઊભેલા તેણીની જોશે; અને મારા કરડા દેખાવથી તેણીને પસ્તાવો લાગશે.

એ તર્ક મુર્ખાઇ ભરેલું તો ખરૂં: પણ હેનરીએ તદન એકમારગી જીંદગી ગુજારી હતી, તેમજ કોઇએ પણ તેની ઉપર કદીપણ પ્રીતીથી નજર કરી ન હતી, તેથી એમીલીની મોહોબતને તેનું સુખનું એકપુરૂં મુલ સમજી.

વલગી રહયો. એમીલી પણ તેને મોહોંડેથી પોતાનાં વખાણ સાંભલી ખુશી થતી હતી અને તેણીને તેણે બોસા લીધા હતા તેથી તે શરમાઇ હતી પણ તે માટે તેણીએ કાંઇ મીઝાજ કરયો ન હતો.

લો! પેલાં તેઓ આવે છે. કઠણ રસતા ઉપર તેમના ઘોડાની ખડીનો અવાજ તેંનુ સંભલાયો.

આ વેલા એમીલીની નજર તેની ઉપર પડી. તે તેના ચેહેરાનો ઘટમ બદલાયલો જોઇ અચરત પાંમી. અને જાણે તેણીનીથી તેનાં મનને કાંઇ વેદના થઇ ન હોય તેમ તેને જોઇને તેણીની મલકાઇ ગઇ.

સર નીચું રાખી ખસતેહ જીગર સાથ હેનરીએ આસતે આસતે ઘર તરફ ચાલતી પકડી.

તે દેવલના ચોક તરફ ગયો કે જાંહાં તેની મોહરતન માવતરની ઘોરની આસપાસ ફુલ ઉગી નીકલીઆં હતાં.

તે ઘોર આગલ હંમેશ જતો હતો. તે મનસે તાજુબી પામતો હતો કે પોતાની મોહોરદારની ઘોરના ચલકતા સંગેમરમરના "ક્રાસ" ઉપર કોરેલા લેખ તરફ તેના પેહરે કોઇ દીવસે પણ નજર કરી ન હતી. અફસોસ! ઇનસાનના મરણ પછી તેનાં ઇઆદ પણ જલદી ગુમ થઇ જાયછે.

ગરીબ માવતર! તેણીની જીંદગી પણ તેની માફક બલાપામાં ગુજરી હતી. પણ તેણીએ પોતાની બચગીનો વખત સુખમાં કાઢયો હતો.

તે ઘર ગયો; અને જમવાના ઓરડામાં દાખલ થયો. તાંહાં ઘરડો બટલર દીકાનતર સાથ કામ લેતો હતો.

વીનગેત ફરીને જોયું. હેનરીને તાંહ જોઈ તે અજાયબ થયો; કારણ કે જમવાન વખતને એક કલાકનો વાર હતો.

"વીનગેત, એક ગલાસ વાઈન આપ," હેનરી ખુરસીની પછવાડે ઉભો રહીને તથા તેની પીંઠ ઉપર હાઠ તેકવીને બોલ્યો.

તે જઈફે તેની મરજી મુઆફક કરવાને વિલંબ લગાડયો નહી; કારણ કે સેહેજ નજર કરતાં તેને માલમ પડયું કે તેના નાના સેઠનો ચેહેરો ઉતરી ગયલો અને ઉદાસ હતો.

હેનરીએ તે આસતે આસતે પીધો, અને પછી, પોતાનો સાદ ખુલો કાઢીને એક મગરૂબ અને લાગણીવાલા પુરૂષની માફક આનાકાની સાથ કહ્યું—"ઉઇનગેત, આજ હું મારી બેહેસ્તન માની કબરની ભેટ લેવા ગયો હતો."

"ગરીબ ભલી સ્ત્રી, ગુરતમાન બેહેસ્ત

હાજો તેણીને," બતલર આંખ ચોળતો બોલ્યો. "પણ હું ખુશી છું કે તમો તેણીને યાદ કરો છો."

"વારૂં ઉઇનગેત" હેનરી પોતાના ચેહેરાનો રંગ બદલતાં બોલ્યો, "પોતાની પરણેલી જીંદગી વખત તેણીની કદી પણ સુખી હતી? મેં તો એવું સાંભળ્યું છે કે તેણીની દુખી હતી, પણ શું તે પેહેલથીજ એવી હતી કે?"

ઉઇનગેત દીકાનતર ફેરવી ફેરવી જોવા લાગો, અને પછી બોલ્યો—"મી૦ હેનરી, આ સવાલ પુછવાનો સબબ શો છે? શું આજ કોઇ તમારી બેહેસ્તન માવતરનું ઓળખીતું તમને મળ્યું હતું? ગરીબ બીચારી બાઈ!"

"નહી, કોઈ નહી," હેનરી ડચકુ ખાઇ બોલ્યો, "પણ થોડુંક થયું મને તેણીનાં મરણ વિશે ઘણું લાગવા માંડયું છે. વારૂં

ઉઇનગેત શું મારી બેહેસ્તન મા પરણ્યા પછી સદાની દુખી થઇ હતી."

"હવે એટલું તો ખરૂં," ઉઇનગેત અચકાઇને બોલ્યો, "કે મોહોબત એકજ તરફની હતી. તેણીની સેઠ તરફ અતિશય કાલજી દેખાડતી હતી, અને એક વખત પરણી ચુક્યા પછી પોતાની બેદરકારી છુપાવવાને તે જાઝી મેહેનત લેતો ન હતો. ખોદા ખાતર તું તેવો દીસતો ના. ખોદા સાહેદ છે કે તેને પણ કાંઇ થોડું ખમવું પડયું નથી. તેની પણ જીંદગી સુખી નીવડી નથી."

"શું ત્યારે કોઇએ શુખ જોયું નથી?" હેનરી બોલ્યો, "શું મારા પેદરની જીંદગી એક ઓરતના કારણુસર ધુલ મલી હતી?"

"હું એમ કાંહાં બોલ્યો," ઉઇનગેત લથડતો બોલ્યો, "પણ મી૦ હેનરી, તમારી ઉપર કાંઇ બીજનું દેખાય છે. હું હીંમતથી

કહુંછું કે કોઇ સખ્શ સાથ તમો વાતચીતનો વેહેવાર રાખો છો અને તે ખાતર તમારા સેહેતા જીવને આપદામાં નાખોછો.

"તમારી ભુલ છે, ઉઇનગેત," હેનરી બોલ્યો. "એઅદબી માફ છે કારણ કે તમોને સવાલ કરી તસદી આપીછે. હું જાણુંછું કે એ ખોટું છે; પણ એ પેહેલીજ તેમજ છેલ્લી વખત સમજવું."

એ પછી તે ઓરડામાંથી બાહાર નિકલ્યો અને બલાપો કરતો રહયો. મોહોબતની જાલમાં તો ગીરફતાર થઈ ચુકયો હતો; પણ તે સાથ હવે તેને તેની બેહસ્તન માવતરનો ગમ તેને હઇડે બાઝયો.

હેનરીએ મનસે એવું નક્કી કરયું હતું કે જે વગડામાં એમીલી સાથ તે મેલાપ કરતો હતો તે વગડામાં ફરીથી જવું નહી;

•

પણ બીજેજ દહાડે તે તાંહાં પાછો જઇ ઊભો. તે એક ઝાડનાં થડ ઉપર પોતાની આંખે હાથ રાખી નીચે મુંડું કરી બેઠો હતો.

"હેનરી!" કરી કોઇ બોલ્યું.

જોરથી ચોંકી તેણે ઉપર જોયું એટલે એમીલી તેની સાંમે ઉભેલી દેખાઇ.

"તમે અહીંઆં," તે ફીકો પડી બોલ્યો.

"શું તમે મારી વકી નહી રાખી હતી?" તેણીની અજાયબ થઇ બોલી. "હું ધારૂછું કે તમે મને મલવાની ઉમેદમાં આ જગાએ રોજ આવતા રહયા હશો."

"હાજતો વળી," હેનરી આહેસ્તથી બોલ્યો, "પણ તમે તો મળ્યાંજ નહી."

"કારણ કે મારાથી બને એવું ન હતું," તે બોલી "અમારે તાંહાં પરોણા આવ્યા હતા

અને તેમની પરોણાગત કરવાનું કામ મારા પેદરે મને તાકીદ કરી સોંપ્યું હતું."

"મેં તમારા એક પરોણાને દીઠાછે," હેનરીએ થંડે કલેજે તાહુંમો પુરયો.

"તમે જે દીઠા તેતો સર્વથી મોટો ગમાર હતો," એમીલી બોલી, "પણ તેઓ હવે બધા પત્યાછે. અને સુકે ખુદા, હું હવે ફારેગ થઇશ."

"દરગુજર કરજો," હેનરી બોલ્યો તેનો તમામ શક દુર થયો. પણ એમીલી જરા ભવાં ચઢાવી પાછલ હતી. પોતાના આશકે તેણીના એમીન તરફ શક ભરેલા વિચાર દોડાવ્યા તેથી તેણીની તે ઉપર ઘણી ગુસ્સે થઇ.

"મને કેટલું ખમવું પડયું તેની તમને જરાએ ખબર નથી," હેનરી તેણીને કમર-માંથી પકડી બોલ્યો.

તેણીએ તેના મોહોં તરફ નજર ફીરવી અને તેણીનો ગુસ્સો ઉતરી ગયો. તે ચેહેરો તેણીને ઘણો ખુબશુરત લાગો. તેની ચશમે તેણીનું દીલ તેની તરફેનમાં ખેંચી લીધું. પણ એ વાતની તેણીએ તેને ખબર પડવા દીધી નહીં

"પણ એવો કઠંગો વિચાર મારા બાબમાં લઇ જવાનું તમને કાંઇ કારણ હતું નહીં," તે બોલી "હું કોઇ તરફ એવી બેઅદબ બનું નહીં, અને તેમાં વિશેષ કરીને—"

"વિશેષ કરીને કોણ તરફ?" હેનરી બોલ્યો.

"વિશેષ્ય કરીને મારા મિત્ર સાથ કદી એવું કરૂં નહીં," એમીલી બોલી.

"તમારો મિત્ર?" હેનરી બોલ્યો. આ બોલતીવેલા તણીની કમર ઉપર તેનો હાથ ધાસો થયો.

"ત્યારે શું તમે મારા મિત્ર નહી કે?" તાણીએ નિરદોષપણે પુછ્યું.

"હું તો કાંઇક વધારે સમજું છું" હેનરી નિરાશ બની બોલ્યો, "હું તો લગાર વધારે કહેવાઊં."

'મિત્ર કરતાં અધિક તે શું કહેવાય?" એમીલીએ લજ્જાઇને જીકર આગલ ચલાવી.

"શું હું બીજો કોઇ નહીં કહેવાઊં?" તેણે પુછ્યું "કેમ પેલી ચુમીઓની તમને કાંઇ યાદ નથી? શું ત્યારે તમે તમારા બધા મિત્રોને બોસા આપો છો! બોલ પ્યારી, હવે ખરેખરૂં કહાદે કે હું કોણ તારો થાઉં."

એમીલી હંમેશ કરતાં આ વખત વધારે શરમાઇ ગઇ અને કાંઇ બોલી નહીં.

"બોલ પ્યારી હું કોણ થાઊં?" હેનરીએ તાણીને પોતાની વધારે નજદીક ખેંચી

દાબીને પુછ્યું. જો તુ પોતે નહી બોલશે તો હું પોતે. તેનો જવાબ દઇશ.

"ના, ના," એમીલી હેનરીના હોઠ ઉપર હાથ ઢાંકી બોલી.

"ઠીક ત્યારે હું શું કહેવા માંગુછું તે તમે સમજો છો." તે હસને સુખરે બોલ્યો.

"હું ખચીત કરી કહું છું કે હું કાંઇ જાણતી નથી" એમીલી બોલી. "હવે મને મોડું થાય છે બોતી ના કરો.

"એટલામાં એવડું મોડું કેમ થયું, હમણાતો કાંઇ જવાની તમને ઊતાવલ ન હતી." હેનરી હસતો અને આશાભર ખુશી થતો બોલ્યો. હવે જતાં રહેવાની એવડી ઉતાવલ કેમ આવ્યાં. કદાચ જે હું તમને કહેવા માગુછું તે જાણવાની તમારી મતલબ નહી હશે.

"નહીં."

"હ, હવે કેવી ભોળી છોકરી. હવે હું તને કહું છું કે હું કોણ થાઉં. બરાબર છે; તારી આંખ હાંક મારી ખ્યારી—હું તને ચાહું છું અને કોઇ ભાગ્યવંત દીવસે તારો ભરથાર કહેવાવશ."

તેણીએ ચેહેરો તેની છાટી ઉપર સંતાડયો; પણ તેણે તે જગાએથી ઉંચકયો, અને જ્યારે જોયું કે તેણે બાંધેલી આશા વગર પાયાની નથી ત્યારે તેણીના હોટ ઉપર તેણે ભારે હેતથી એક બાસો લીધો—એ રીતે તેઓનું એકેએક શાચ અદરાવું થયું.

અગર એક શખ્સનું તાંહાં તે વખત આવી બનવું ન થતે તો ઘણું કરીને તેઓ વચ્ચે સઘળુ ઠીક ચાલતે. તે શખ્સ હેનરીનો પીત્રાઇ રાલ્ફ બ્લેકઉડ હતો. તે હેનરી અને એમીલી વચ્ચે થયલી ઓળખાણને કેટલેક દહાડે પોતાન

કાકાની મુલાકાતે આવ્યો હતો. તે પીત્રાઇ અને હેનરી બંધેને બારમાં ચંદ્રમાં હતા. જે દીવસથી તે પીત્રાઈ ઊંબર ઓળંગી ઘરમાં આવ્યો તે દીવસથી હેનરીનો તેની તરફ દ્વેશભાવ કાંઇ ઓચીંતો ઉત્પન્ન થયો હતો. રાલ્ફની ચાલચલણ ઉપરથી પણ એવું જણાતું હતું કે તેનામાં કાંઇ કપતની જરૂ બાઝેલી હતી. તે તેની પછવાડે ઝેરી સાંપની માફક થઇ લાગો હતો.

હેનરી મનસે એવું ઇચ્છતો હતો કે તેનો પીત્રાઇ તેના ઘરમાં આવે નહીં તો સારૂ, પણ તેમ ઇચ્છવાનું કારણ જોકે તે પોતે પણ જાણતો ન હતો. તેનો પીત્રાઇ હંમેશાં તેની સાથ તેને ગમતી ચાલ ચલાવતો હતો. તેઓ વચ્ચે કોઇ દીવસ પણ કજીઓ થયો ન હતો. તે અસલથીજ રાલ્ફ તરફ અવિશ્વાસથી જોતો હતો અને ભવિષ્યમાં પણ એજ રીતે ચાલે એવોં સંભવ રહેતો હતો.

એમીલી અને હેનરી ॥ રોજના મેલા-
પની ખબર કોઇને પડી નહી; પણ તેમ છુ-
પાવવાનો સબબ શો હતો તે કેહવાઇ શકાતું
નથી. મબાદા એવો વિચાર બંધેમાં પેવશ
થયો હોય કે જો કદાચ તેઓના સંબંધની
કોઇને ખબર પડે તો તેઓના રોજના મેલા-
પમાં કદાચ હરકત નડે. એમીલીને છુપો
મેલાપ કરવાનું પસંદ હતું,

એક સાંજરે તેઓ રાબેતાની જગા
ઉપર એકઠાં મળ્યાં હતાં એટલામાં રાલ્ફ એ-
કાએક તાંહાં આવી લાગો. તે કોઇ જોય નહી
તેમ એક ઝાડીની પછવાડે ભરાઇને ઊભો
કે જાંહાંથી તે બંધે આશક માશુકના દરમી-
આનમાં ચાલેલી ગોફ્તે ગો પોતે પોતાના સાંભ
ળવામાં લાગ્યો. તે તેમની સઘળી વાત બરાબર
સાંભળી શકયો નહી તોપણ જે કાંઈ તેને સંભ-
ળાયું તે ઊપરથી અનુંકુળ કરવાને તે શકિત-

વાત થયો કે પેલાં બંને એકેક સાથ બાજીસે પ્યારથી અટરાયલાં હતાં. પેલાં બંને તાંહાંથી ગયાં તાંહાં સુધી તે પોતાની જગાએ સંતાઈ રહયો અને ત્યાર પછી પોતાની બદશીકસ્ત ઊપર કેતેહના દીલથી હસતો મુખરો કરી બાહેર નિકળ્યો. તેને એક એવી વાતનો પટો હાથ લાગો હતો કે જે ઘરડા રાજરના મનને પોતાના બેટા વિરૂધ ઝેર દેવા કોઇ વખત તેને કામ લાગે.

એક હપતો વહી ગયો પણ એ વાત તેણે કોઇ આગલ કાઢી નહી. તે કોઇ તકની રાહા જોતો હતો.

હેનરીની એકવીશમી જન્મગાંઠ આવી. તે ઘણી ધામધુમથી ખુશખુશાલીમાં ગુજરી. તેની બાપીકી પુરાતન હવેલીમાં પરોણાઓનો એક મોટો મેલાવડો જમાવ થયો હતો. તે

પરોણાઓમાં આનરેબલ મેરી કારહીલ નામની એક જુવાન મનમોહન નાજનીન પણ હતી.

તેણીની "માર્ચમેંત હાઊસ" માં આગલ પણ એક વેલા આવી ગઈ હતી, અને હેનરી ઉપર તેણીની પસંન્ન હતી. એ વાત તેણીની સોહોબતની ચીજ (હેનરી) શિવાય ઘણાક શખ્સોને માલમ હતી. ધરડો રોજર પોતાના બેટાનો સંબંધ આનરએબલ મેરી કારહીલ સાથ થયલો જોવાને તે ખાંતી હતો. તેણે તે બંને વચ્ચે લગ્નનું સાટું કરવાને પોતાના મનસે નક્કી કસદ કરયો હતો; અને એ બાબે હેનરી કે જેને તદન લગતું વલગતું હતું તેને પુછવાની તસદી પણ લીધી ન હતી.

હેનરીની જન્મગાંઠના દીવસની બાજવાણે રોજર અને તેનો ભત્રીજો રાલ્ફ બંને બાગમાં ફરતા હતા તેમની ગોફતેગોના દરમીઆ-

નમાં રોજરે પોતાના ભત્રીજા આગલ મીસ કારહીલ અને હેનરી વચ્ચેનાં ધારેલાં લગનની વાત કાઢી. તે રાલ્ફ સાથ વાત કરવાને પસંદ કરતો કારણ કે તે જે કાંઈ કહેતો તે રાલ્ફ થંડે કલેજે સાંભલ્યા કરતો હતો.

"હેનરીને એથી તડાકો પડવાનો;" રોજર હાથ મસલતો બોલ્યો. "હું આલ લગનની તરફેનમાં છું અને એ ઘર કરતાં હેનરીને બીજું અધિક સારૂં ઘર ક્યું મલવાનુંછે."

"પણ હેનરી કદાચ એમ સમજતો ન હોય તો." રાલ્ફ બોલ્યો. "જુવાન પુરૂષો આવી બાબદમાં કોઈ કોઈ વેલા ઘણા બોહોસીલા હોયછે; અને હેનરીના બાબમાં આટલું કેહવાને મારી પાસે કારણ છે કે તે પોતાને માટે કોઈ નાજનીન શોધી પણ ચુકો છે.

આ મુઆફેકના સખુન સાંભલ્યાથી રોજરે દાંત કચકચાવ્યા અને તે વખત તેના મોંઢામાંથી

જે હરરતા કસમ નિકળ્યા તે સાંભળી રાલ્ફ પાછો ફરી આજુ બાજુ નજર કરવા લાગો એટલા માટે કે રોજરના એ સખુનો કોઇ બીજાના કાન ઉપર ગયા છે કે નહી તેની તપાસ કરવામાં લાગે. તેણે પોતાના કાકાને તે વખતના જેટલો કોઇ દીવસ તપેલો દીઠો ન હતો. તે ઘરડો એટલો ગુસ્સે થઇ ગયો કે તેનો ચેહરો લાલ હીંગરા જેવા થયો.

"તમારા બોલવામાં કાંઇ મતલબ છે વાસ્તે તે હું જાણ્યા વગર રેહવાનો નથી," રોજર બોલ્યો. "આલ્બર્ટ બા એકદમ, એ શું વાત છે."

"પણ, કાકાજી—"

"બસ તું જે જાણતો હોય તે મને સાચે સાચું કહી દે."

"કાકાજી મને માફ કરો. મને કાંઇ

પુછોના. મેં જે કાંઈ તમને કહ્યું છે એજ ઘણુંજ છે."

"ઘણું હોય કે થોડું હું તો બધું જાણવાની અભિલાસ કરૂછું." રોજર પોતાની લાકડી વડે જમીનમાં નાકુ પાડતો બોલ્યો.

એક પીતા જે પોતાનાં ફરઝંદને અંત્યંત ચાહાતો હોય તેને પોતાના ફરઝંદની ના ફરમાનીથી જેટલું દુખ લાગે તેનાં કરતાં જીઆદા દુખ રોજરને લાગું હોય એવું જણાયું; જો કે પુત્ર તરફની ફરજ તે મુદ્દલ સમજતો ન હતો.

"બધું એટલુંજ છે," રાલ્ફ બોલ્યો, કે, મેં હેનરીને એક સ્ત્રીની સાથ ગાફતેગોમાં દીઠા છે. તે સ્ત્રી આપણી પડોસમાંજ રહેછે. તેઓના બાબમાં જે કાંઇ મેં જોયુછે તે ઉપરથી એટલું અનુંકુલ કરી શકુછું કે તેઓ એક મેકને વચન આપી જોડાઇ ચુકાછે."

"તે કોઇ મીસકીન હતી હશે."

"નહી કાકાજી, છેક તેવી નથી લાગતી" રાલ્ફ બોલ્યો. "તે એક પઇસાવાળી સ્ત્રી છે."

"હં!" (હવે રોજરનો ચેહેરો જરા ખીલ્યો.) "જ્યારે તું એટલું બધું જાણેછે ત્યારે તને કાંઇ વધારે ખબર હોવી જોઇએ. બારૂં તેણીનું નામ તો કહે?"

"એનીબી ફેરફેક્ષ."

"ફેરફેક્ષ! ફેરફેક્ષ!" રોજર બોલ્યો. એ બોલતાંજ તેના ચેહેરા ઉપરનો રંગ જર્દ થઇ ગયો. "તેણીના બાપનું ક્રીસ્ચીઅન નામ તુ જાણે છે. બારૂં? હું ધારૂં છું કે તેણીનો બાપ જીવતો હશે?"

"જીવતો! હાજી," રાલ્ફ બોલ્યો "વીલસન ફેરફેક્ષ તેનું નામ છે. ગામડાંની પેલી તરફ તેણે થોડુંક થયું એક ઘર વેચાતું લીધું છે. તેને 'ઓક લોજ' કરી કહે છે."

"વીલસન ફૅરફૅક્ષ !" તે ઘરડો માણસ બબડ્યો. તેનો ચેહેરો પાછો જર્દ થઈ ગયો. "મારો દીકરો તેની દીકરીને પરણે! અરે તેઓનાં પરણેલાં જોડાં તેનાં કરતાં મારા દીકરાની લોથ મારા પગ આગળ પડેલી જોઉં તોજ ખરો. શાબાસ છે રાલ્ફ તને મારી એક એવી સેવા બજાવી છે કે જે હું કદી પણ ભુલીશ નહીં. જા બાનું જા હવે; હું એકલો ફરવા માંગુછું."

"ખચીત, સાહેબ."

રાલ્ફ તાંહાંથી ગયો અને રોજર કેનાબ ખાણાની બારીની બાહાર બાગમાં એકલો ફરતો રહયો. તે ઘણોજ ગુસ્સે હતો. પુરા એ.હોંશનતો કેવારની તેનામાં મુકાઈ ગઈ હતી અને હવે તેના જીગરમાં પુત્ર તરફના ઝેરી ધિક્કારે ઘર કીધું.

જરા વખતમાં રોજર થંડો થયો એટલે તેણે પોતાના દીકરાને પોતાની હજુરમાં બોલાવ્યો. તે તરતજ તેની નજદીક કેતાબખાણામાં આવ્યો. તેનો દેખાવ ફેરવાઇ ગયેલો હતો, તે ઘણોજ ખુબશુરત, ખુશમીઝાજી, અને સુખી જણાતો હતો, કારણ કે તેના સઘળા વિચાર તેનાં ઘરની ધણીઆણી, તેની જીંદગીનાં સુખની દેવી, અને તેની મોહોરદાર તરફજ દોરતા હતા.

"હેનરી, તું હવે ૨૧ વરશનો થયો છે," રોજર બોલ્યો, "અને હું તો હવે ઘરડો થતો જાઉં છું; તેથી મારાં મોહોત અગાઉ તારાં લગ્ન થયલાં જોવાને ઇચ્છું છું."

આ વિચાર, જે હેનરીનાં મનને ભાવે એવા હતા તેથી તે ચોંકયો. તેણે પોતાના બાપના કરડા ચેહેરા તરફ નજર કીધી.

"બહુ સારૂં, સાહેબ" તે આસ્તે રહી બોલ્યો, "મારી જીંદગીનો ભાગ્યો મારે માટે ચુંટી કાઢવાને મને છુટ મલે તો હું અત્યંત ખુશી થઇશ."

"તે અજાણતાં તારી પસંદગી ડહાપણ ભરેલી છે કે નહીં તે ઉપર આધાર રાખેછે." રોજર બોલ્યો. "મેં તારે વાસ્તે એક ઓરત શોધી રાખીછે કે જેણામાં મારી વકી મુજબના સઘલા ગુણછે."

"બાવાજી, એ રવેશે મારો ઉઠાવ થયલો જોવાને હું કબુલ કરૂં નહી," હેનરી મકમપણે બોલ્યો. "તમે જે સ્ત્રી વિશે ઇસારો કરોછો તેણીને હું ઓલખું છું, પણ આનરેબલ મેરી કારલીસને હું મુદલ ચાહતો નથી, અને તેટલા માટે મારી બહેરી તરીકે હું તેણીને કબુલ કરતો નથી. તેણીને નહી પરણવાનું મારી

પાસે એક બાગનું અને મજબુત કારણ છે—લખાગી, હું તો અદરાઈ ચુકો છું."

"એ શું બોલછે, કેવી શોખઇ, શું મારા ઓહોડાં પરજ!" રોજર ચીરડાઇને બોલ્યો, "નિકલ મારાં ઘરમાંથી, કાલુ કર તારૂં, ફરીથી તારૂં કદમ લાવતો ના, નહીતો અબઘડી મારી મરજી મુઆફેક ચાલવાને કબુલ થા."

એ કરડા બોલો તેણે મોહોંમાંથી કાઢ્યા; પણ તેણે પેલા મોહોત વખતના દેખાવ અને તોડેલા વચનનું કાંઇ ભાન રાખ્યું હતું કે?

"બહુ સારૂં." હેનરી બોલ્યો.

એટલું કહી પોતાને જે ઘેરબનસાફ કરવામાં આવતો હતો તેથી ગુસ્સે થઇને તેણે જેમ આગલ જણાવવામાં આવ્યું છે તેમ, ઇંગ્લાંડ છોડી જવાને અને જાંહાં સુધી તેનો પેદર જીવતો છે તાંહાં સુધી કદી પણ પાછો ન ફરવાને હરરતા કસમ લીધા.

અને પછી જે તેને કેવારનું કરવું જોઇ તું હતું તે કીધું—જે છોકરીને તે ચાહાતો હતો તેના બાપ આગલ તે ગયો અને તેને સઘલી હકીકતથી વાકેફ કીધો. હેનરીને તેની માવતરની દોલત મલી હતી, અને તેથી તેણે વીલસન ફેરફેક્ષ આગળ તેની દીકરીની માંગણી કીધી. વીલસને તે ખુલ્લી રીતે ના પાડી-હેનરીએ તેની દીકરી સાથ તેના હુકમ વગર ખાનગી મેલાપ કીધો તે માટે તે ઘણો ગુસ્સે થઇ ગયો.

એમીલીએ હેનરીની અરજ બાહાલ રાખવાને પોતાના પેદરને ઘણી આજેજી કીધી. તેણીએ આંખમાં આંસુ આણી કાલાવાલા કરયા પણ તેથી તેણીના બાપ ઉપર કાંઇ અસર થઇ નહી. બસ તેગે મોઢાંમાંથી 'ન' બોલ કાઢયો એટલે તેનો 'હા' કીધાજ નહી.

આગલ હેનરીને કદાચ એવો વિચાર આવ્યો હોય કે હવે એમીલીએ વચન આપ્યો કે એટલે કોઈ પણ પ્રકારે તેણીનો હાથ તે મેલવ્યા વગર રહેશે નહી; પછી જોઈએ તો તેણીનો બાપ તેણીને રજા આપો કે ના આપો. પણ હવે તેની એ આશાનો તદન ભંગ થયો.

એમીલી તેણીના પેદરની વિરૂધ કરવાને તદન નાખુશ થઈ. તો પણ તેણીએ પોતાના વ્હાલા તરફ વફાદાર રહેવાને કબુલાત આપી હતી; અને બીજા કોઈને પણ તેણીએ પોતાના જીગરમાં તેની જગા આપી ન હતી. તેણીએ હેનરીને એટલું કહ્યું કે તેણીનો પીતા કોઈ દીવસ પણ પોતાનો વિચાર ફેરવ્યા વના રહેશે નહી; અને કે તેવાં શુભ ચોઘડયાંની રાહ જોતાં તેઓએ બેઠી રહેવુ જોઈએ. તેણીના એજ શબ્દ ઉપર બીચારો હેનરી આધાર પકડી બેઠો હતો.

એક ચીજની તેને પક્કી ખાતરી હતી. તે એજ કે એમીલીઓ કદીપણ તેની તરફ બેવફા થશે નહી. અગર તેણીની તેને પરણી શકે નહી તો પણ કોઇ બીજાને તેણીની પોતાનો હસ્ત આપશે નહી.

બીજે દહાડે હેનરીએ ઇગ્લાંડ છોડયું; અને ઘણાક માસ લગણ યુરોપનાં કોઇ ખુણાં ખાંચોલાંની જગાએ બેટક્યા કીધો

પોતાની જન્મભુમીથી જયારે તે દેશવટો ભોગવતો હતો ત્યારે એવું બન્યું કે હેનરીના હાથમાં કોઇ અંગ્રેજી વર્તમાન પત્ર આવી લાગ્યું. તેમાં તેણે પોતાના પીઆરા રાલ્ફના આનરેબલ મેરી કારહીલ સાથના થયલાં લગ્ન વિશે વાંચયું. તે ઘણાં ધામધુમથી થયલાં હતાં એવું તેને જાણ્યું, કારણ કે તે માટે એક ઘણું મોટું લખાણ ગયલું હતું.

" અજબ છે કે રાલ્ફનાં લગ્ન વિશેની બાબદ બીજી કોઈ પણ કરતાં પેહેલી મારી નજરે પડી," તે મનસે બોલ્યો, "શુકે બોદા, હું તેની અદેખાઈ કરૂં નહી. જોકે મારો બાપ મારે બદલે તેની ઉપર અતિશય મેરબાની તથા મોહોબત દેખાડેછે."

એવાંચ્યા બાદ હેનરીના વિચાર એક છોકરી તરફ દોડયા. તે માત્ર એકજ જીવડો હતો કે જેને તે પોતાનાં અંતઃકરણથી ચાહાતો હતો. માવતર તરફની મોહોબત તો ફકત એક ખ્યાલી અને સ્વપ્નારૂપી હતી જીઆરે બાપના ચાહબાપે જેટલું બોલીએ એટલું થોડું છે.

---

## પ્રકરણ ૨ જું.

સુરજ વાદળની પછવાડે અસ્ત પામતો હતો અને રાતાં ચલકતાં કીરણોનો પદછાંયો

આસમાન તેમજ જમીન ઉપર પડતો હતો તે આ વખતે બંધ પડયો. આખો દહાડો વરસાદ વરસતો હતો, તેણે હવે ઉગાર મુકયો. ધુમસ જમીનપર પડવા માંડયો. વરસાદને લીધે દહાડો સારો નાઠી ગયો. રાત્રે પાછો વરસવાની વકી જણાતી હતી. 'માર્સમેંન ઘર' એક ગંજાવર જુની ઇમારત હતી. તેનું 'દીવાનખાનું ઘણું' મોટું હતું. તેને એક નાકે મોટી પોહોળી સીડી હતી વચમાં એક સગડી હતી. જેના બલતાંનો ઉજાસ મોટા ભારવતીઆને દીપાવતો હતો.

ઘરમાં તો સઘલું અજાયબ જેવી રીતે શાંત જણાતું હતું. ચાકર નફરો પગના અંગુઠા ઉપર ચાલતા હતા. કોઈ વાત કરતું તો હરૂસે કરતું હતું. કારણ કે બ્રરડા રોજર કાકા મરણ તોલ બીછાણા ઉપર પડયા હતા. દાકતરોએ તેના બચવાની આશા છોડી હતી.

•

તે ઘરમાં એક સીનગારેલા ઓરડામાં રાલ્ફ અને તેના મોહોરદાર બેઠેલાં હતાં. બંધેનો ચેહેરો ઉદાસ અને ચીંતાતુર હતો. તેઓ એકમેક સાથ કાંઇ ધીમે સાદે વાત કરતાં હતાં. ધીમે સાદે એટલા માટે કે રખેને તેમનો અવાજ દુરના ઓરડામાં જયાં રોજર મોહોંતના ફીરેસ્તા સાથે મખ્ખત લડાઇ ચલાવતો હતો તેના કાન ઉપર જાય.

"ત્યારે દાક્તરોએ તેની આશા છોડી" મીસીસ રાલ્ફ બોલી.

"હા, અને તેઓના કેહેવા પ્રમાણે હવે ઘણુ તો માત્ર કલાક બે કલાક કાઢશે,' રાલ્ફ બોલ્યો.

"બીજા બે કલાક ?" મીસીસ રાલ્ફ બોલી. "તેતો ઘણા થઇ ગયા. એટલામાં તેને પોતાના દીકરાના લાભમાં વીલ (વસીઅતનામું) ફેરવવાનું બની શકશે."

•

બોલતી વેળા તેની નજર ઘડી તરફ હતી. બલતાંનો ઉજાસ તેણીના તે વખ-તના ખાંખી ચેહેરા ઉપર પડતો હતો.

"તું એમ સમજેછે," રાલ્ફ બોલ્યો "કે વીલ હેનરીના લાભમાં થશે?"

"હા, હું ખાતરીથી કહુંછું કે તેમજ થશે," કારણીલ બોલી, "કેટલુંક થયું તે પોતા-ના દીકરાને બારે મમતાથી મર્યાદ કરેયા જાય છે. તેણે પોતાની બાહેણીને મરતીવેળા જે કુ-બુલાત આપી હતી તે તેનાથી પાર પડી નહી તે માટે વિલાપ કરેછે."

"તે જે વખત જાયછે તેમાં ફેર મંદશે એજ આપણા લાભનું છે," હેનરી હસતો મુ-ખરો કરી બોલ્યો, "નવું વીલ કરશે! મેં તેની તો સાવચેતી રાખીછે. શું આટલા ચાંપતા ઉપાય અને કાવતરાં કીધા પછી તું એમ સ-મજે છે કે અંતઘડીએ મારૂં સઘલું કીધેલું ધુલ મલશે?"

"પણ તેણે કાયદાના હીમાયતીને તેડવા મોકલ્યો છે," કારહીલ બોલી, "અને સ્ટીફન વકીલને તું લાલચ આપી શકનાર નથી."

"તે તો ખરૂં; પણ મેં એવો બંદોબસ્ત રાખ્યો છે કે કાકાના મુવા આગમચ તે અહીં આવી શકનાર નથી." રાલ્ફ બોલ્યો, "મેં આપણા ઘોડાવાલા જોઝફ ફ્રીથ ને સ્ટીફનને લેવા મોકલ્યોછે પણ તેને ખુબ સમજાવ્યો છે કે જતાં રસ્તામાં ઘણીજ ઢીલ કરવી અને જોઝફને અહીં વખતસર લાવવાને બદલે ઘોડાના પગ ભાંજી નાખવા. એ તેની સેવાના અવેજમાં રૂ૧૦૦ તેને મલશે."

"વાહ એતો ઘણુંજ ઠીક થયું," કારહીલ બોલી, "પણ રાત જલદી પડે તો સારૂં."

"અને હું," રાલ્ફ બોલ્યો, "પણ ચુપ કોઈ આવેછે."

તેણે મોઢાં ઉપર ઇસારત કરતી આંગલી રાખી અને બારણા તરફ કોણ આવે છે તે જોવા નજર કીધી.

"અંદર આવો." કોઇએ બારણું ઠોકયું તેના જવાબમાં તે બોલ્યો, એટલે ઘરડો બતલર દાખલ થયો. તે બતલર છેક નાની ઉમરથી તે કુટુંબની ચાકરીમાં રહયો હતો; તેની આંખમાં આંસુ હતાં.

"મેરબાન સાહેબ," બટલર લડકતો બોલ્યો "શેઠ તમને તાકીદથી બોલાવે છે.

"આય આવ્યો," રાલ્ફ બોલ્યો, "પણ વીનગેત, કાકા કેમ છે?"

"તેવણ ઘણાજ બગડતા જાયછે," વીનગેત બોલ્યો, "તેવણ કાંઇ બાઝોવાર કાઢે એવું નથી, દુખનું જોર ઘણું નથી; પણ નબલઇ અતિશય થતી જાયછે."

"અરે મારા કાકાજી!" કારહીલ ઢોંગ કરી આંખમાંથી આંસુ પાડતી બોલી.

"મારે ખાતર તારી લાગણીનુ દાબ," રાલ્ફ બોલ્યો અને પછી તેણીને બોસો લઈ બટલરની પુઠે ગયો.

તે ઘરડા બ ટલરે આહિસ્તે રહી બારણુ ઉઘાડયુ. તેઓ રોજરના બીછાણા આગલ ગયા. રાલ્ફ કેટલોક વખત બીહીકથી ચોંકી ઉભો. તેણે પેલા મરણ તોલ રોજર તરફ જોવાને આનાકાની કીધી. તે ઓરડામાં ફરયા કીધો. તેનો ચેહેરો ફીકો થયો હતો.

"રાલ્ફ તું છે કે?" રોજર મરતો મરતો બોલ્યો. "મારી આંખે તદન ઝાંખ ચઢીછે. હું કોઇને ઓલખી શકતો નથી."

"હાજી, કાકા, એતો હું છુ" રાલ્ફ ગુડણ મડીએ બેસી બોલ્યો. "કાંઇ હોકમ કાકાજી."

"નહીં, બીજું કાંઇ નહી; એટલુંજ કે વકીલને તેડવા મોકલ્યો છે કે? તેને મલવાને હું ઘણો આતુર છું. મારાં વીલમાં હું કાંઇ ફેરફાર કરવા માંગું છું. અગર મારી એનરીએતા ના એકપુરા બેતા તરફની મારી ફરજ હું બજાઉં નહી તો મુઆ પછી મારો ઠાર થનાર નથી."

મરતીવેલા તેનું ધ્યાન તેની મરનાર ઓરતની અતઘડી તરફ દોડ્યું અને ત્યારેજ તેણીની તરફ મોહોબત દોડાવી કે જેની મોહતાજમાં તે બીચારીને પ્રાણ છોડવો પડયો હતો.

"તમે મને કહ્યું તેવાજ મેં તેને તેડવા માણસ મોકલ્યું છે," રાલ્ફ બોલ્યો.

"પણ તે વખતસર આવશે કે? મને ડર લાગેછે કે રખેને તે મારાં મરનબાદ આવી પોહોંચે."

એ બોલતી વખત રોજર માર્ચમોંત પોતાનાં તકીઆ ઉપર ફિરયો અને ઘડીઆળ તરફ નજર કાધી.

"તે હમણાં આવશે, તમે કાંઇ ચીંતા ફરો ના," રાલ્ફ બોલ્યો, "મેં હીપુ પોડાવાળાને ગાડી આપી, દોડતો મોકલ્યો છે અને તાકીદ કરીછે તેથી તે જોય આવી લાગશે."

"ઠીક," રોજર બોલ્યો, "મારે કાંઇ વીલમાં ફેરફાર કરવોછે. તે ન કરૂં તો જેને હું ચાહું છું તેની તરફ ગેર ઇનસાફ ગુજરે."

બોલતી વખત રોજરે ડચકું ખાધું. મોહોતનો કાસદ તેને આવી પોહોંચેલો લાગો. તે અંતકાલે પસ્તાવા લાગો કે તેણે પોતાની વફાધર, સદગુણી, અને હેતવંતી મોહોરદાર તેમજ તેણીના ફરઝંદ તરફ ઘણીજ નાલાયક ચાલ ચલાવી હતી. તે અફસોસ કરવા લાગો

કે તેમના બાબમાં જે કરવાનું હતું તે તેણે કર્યું નહીં.

"રે બુઢા, તું કલાકબો કાંહાં કાઢવાનો છે" રાઉફ મનસે મલકાયો, "કલાક બચે તો ફેરફાર કરજે."

તેણે ચોંકીને બોચીં'તો ગભરાત કરી મુક્યો, કારણ કે પેલા જઇફે તદ્દન સફેત થઇ તક્યા ઉપર માથું નાંખી દીધું; પણ દાકતરે બીછાણાં નજદીક આવી તેની ધાસ્તી દુર કીધી. કાકાતો માત્ર બેસુધ થયા હતા; પણ લગાર બ્રાન્દી પાણી આપયાથી જરા હુસીઆર થયા તેનામાં એક પણ શબ્દ બોલવાની તાકાટ રહી નહી. તે પડયો પડયો ઘડીઆલ તરફ જોયા કરતો હતો. હાંફો ચાલતો હતો. મોઢાં ઉપર પરસેવાના ઝરન ફુટતાં હતાં; અને હવે તો અંતકાલ પાસે આવી ચુકો હતો.

પા કલાક વહી ગયો અને વકીલનો કોઈ આવ્યો નહિ. તેથી રોજરે ફરીથી ઉઠવાની કોશિશ કરી; પણ હવે તેનાથી મુદલ ઉઠાયું નહિ.

એકાએક બાહાર કોઈની ગાડીના ચાકનો ખડખડાટ સંભળાયો. રાજરનો ચેહેરો મરનતોલ ફીકો થઇ ગયો. તે અપરાધી જીગરે ઓરડાની આસપાસ નજર ફેંકી બોલ્યો, બચીત દરીયુએ મને ઠગ્યો નહિ હોય. તે વકીલને વખતસર વીલ બનાવવા લાવ્યો નહિ હોય?" એવા ડામાડોળ વિચારમાં તે ઘણોવાર રહયો નહિ. તેને માઠા સમાચાર જલદી ખબર પડ્યા. ઓરડાના બારણાં ઉઘડયાં, અને સ્તીફન વકીલ દાખલ થયો.

"શુક્ર ખુદા, મારો પેગામ તમને વખતસર મળ્યો." રોજર બોલ્યો. "તમારાં દરશણ થવાથી હવે હું મારો પ્રાણ છોડીશ."

"કીઓ પેગામ," વકીલ અજબ થઇ બોલ્યો, "મને કાંઇ તમારો સંદેસો મળ્યો નથી. હું તમને બીમાર જાણી મળવા આવ્યો છું, તે એવી આશાથી કે કદાચ તમને કોઇ રવેશે કામ લાગું."

હવે રાજરને ખબર પડી કે જોસફ દસીમુ તની સાથ દગો રમ્યો નથી. પણ તેમાં તેનું વળ્યું શું. કોઇબી રવેશે વકીલ તો તાંહાં આવી લાગો હતો.

"સત્યાનાસ, થઇ ચુક્યું હવે. અરે નઓઇદજો વકીલ તારું," રાજર, દાક્તર અને આગા પછવાડે ઓરડામાંથી બાહાર નિકળતાં બોલ્યો.

ઓરડામાં વકીલ અને રોજર શીવાય બીજું કોઇ રહ્યું નાહી.

પેલા વકીલે જયારે રોજરને એવું કહ્યું કે તેને કાંઇ પણ સંદેસો "મારચમોંત હાઉસ"

## પ્રકરણ ૩ જું.

જાણે કાંઈ અચંબો આવ્યો હોય તેમ રાલ્ફ પોતાના કાકાના શાંત પડી ગયલા ચેહેરા તરફ તગોતગ જોતો ઉભો. તેના હોઠ ઉપર જરા હસવાની નીશાન રહેલી હતી. તે નિશાન બાબે એવી કલ્પના કરતો હતો કે છેલ્લી ઘડીએ તેણે પોતાના કાકાને ઊલઠાપ આપી હતી તેની ફતેહની ખુશાલી હતી. તેને પોતાના કાકાના મોત માટે જરા પણ દલગીરી લાગી નહી, જો કે તે જઈફ મરનારે તેની સાથ ઘણીજ સારી ચાલ ચલાવી હતી. તેના જીગરમાં ફક્ત એક લાગણી માટે જગા હતી—તે તદન કોડી વનાનો પુરૂષ હતો.

આજ સુધીમાં 'મારચમોંત હાઉસ' ને પોતાના કાકાના મરણ બાદ તે પોતાની મીલકત થવાની વકી રાખતો હતો અને જ્યાર

થી તે જ્હૅકિ મરદે પોતાના બેટાને પોતાની મીલકતથી રદ કીધો ત્યારથી તે વિચાર તેને ખુદ્રતી લાગો કારણ કે હેનરી પછીનો પોતાના કાકાનો હકદાર વારસ તે હતો. તેનાં સઘળાં કાવતરાં છતાં તેની મુરાદ બર આવી નહિ તે કોઈ તેને ભલું લાગ્યું; તે એટલે સુધી કે રાલ્ફ જો ચાલતે તો ગુસ્સામાં મરનારના ચેહરા ઉપર લપરાક પણ લગાવતે.

'મારચમોંત હાઉસ' માં વડો પુરૂષ થવાની આશામાં મલકાવાનો તેને શું સબબ હતો, અથવા એક કાચા કાન તે ગરમ મીજાજવાલા ગરડા પુરૂષના હાલા બોલવા ઉપર ભરોશો શું કરવા મુકયો? અરે પોતાના કાકાની મેરબાની પોતાના ઉપર આણી લેવાને તેણે કેવાં ફાકાં મારયાં હતાં! કેટલી ખુશામત કરી હતી. કેટલું ખોટારૂં કીધું હતું.

તે સઘળાં કાકાં, તે સઘળી ખુશામત, અને તે સઘળાં બોટારાંનું આ શું પરીણામ !

"ચાલો, ચાલો, પ્યારા સાહેબ, અહીઆં તમારૂં કાંઈ કામ નથી. બાહાર ચાલો." દાકતર બોલ્યો. તે સાંભળી રાલ્ફે ચોંકીને ઉપર જોયું. દાકતર તેનો હાથ પકડી તેને બાહાર લઈ ગયો.

"એ સંબંધે તમારે ગમ કરવો જોઈએ નહી, ખચીત એમ ના કરો" દાકતરે દાદર ઉપરથી ઉતરતી વખતે તેને પતાવીને કહ્યું. રાલ્ફના ચેનચાળા બાબે તેણે ભુલમાં ગોટું ખાધું હતું. તે એવું સમજતો જણાયો કે કાકાના મરણને લીધે રાલ્ફ એટલો દુખી થયો હતો.

"હું થોડા વખતમાં કરાર પામીશ, દાકતર સાહેબ," રાલ્ફ કાંઈ કુદીને બોલ્યો, "પણ મને જખમ ઘણો સખત લાગો છે."

"બેશક." દાકતર બોલ્યો, "પણ હવે સમજો અને દીલને વારો; કારણ કે મરણ જીવનમાં કાંઈ ઇનસાનનો ચારો નથી. તમે તો બીચારાએ તમારી ફરજ બજાવવામાં કાંઇ બાકાત રાખી નથી."

"જુએ આની કેવી, તે પણ કાંઇ જેવી તેવી નહી," રાલ્ફ ઉપર ડોકું ફેરવી બોલ્યો

"તેના મરણ બાબે તમને ઘણું લાગે છે. એટલું કોઇના બેટાને પણ ન લાગે," દાકતર જીરારદ સાહેબ બોલ્યા. "પણ એ બુઢાનો એક દીકરો છે નહી વારૂ? મને આણી આવ્યાને કાંઇ ઘણું થયું નથી, પણ તેમના વચ્ચે ઉપજેલા મીનકેસા બાબે સાંભળવામાં આવ્યું છે. વલી એટલુંબી સાંભળ્યું છે કે બંધે અકેકથી જુદા પડયાછે."

"તમે જે કાંઇ સાંભળ્યું છે તે ખરૂં છે," રાલ્ફે જવાબ દીધો. "મારો પીત્રાઇ પાંચ

વરસ થયાં કે'ક જતો રહ્યો છે, અને એટલા વખતમાં કોઈને તેને વિશે ખબર પડી નથી. ઘર છોડતી વખત તેણે કસમ લીધા હતા કે તેનો બાપ મરે નહિ તાંહાં સુધી તે કદી ઘરમાં પાછો ફરે નહિ."

"અજાયબ જેવી વાતછે" દાકતર બોલ્યો. "કદાચ એટલા વખતમાં તો તે મરણ પાંમ્યો હશે. પાંચ વરસમાં તો કેટલું ઉંધું ચતું થઇ જાય."

"તોબાહ, તોબાહ, દાકતર સાહેબ. મારા પોત્રઇબાબે એવું ના બોલો!" રાલ્ફ બોલ્યો, પણ દાકતરના બોલથી તેને વલી નવો જીવ આવ્યો. મનમાં તો એવું ભાવ્યું કે દાકતરના મોહમાં સાકર ભરું.

જમવાના ઓરડામાં તે ઘણો બાહોસે ગયો, ખોરાકગમ તેને તે વખત જોવા પણ ગમ્યું નહિ. દાકતર તેબાજ વકીલને એવા

"મને ઠપકો ના આપો, મેરી. મેં કાંઇ પણ કરવામાં કસુર રાખી નથી," રાલ્ફે જવાબ દીધો.

"શું!" તે અનકરા કરતી બોલી; "તમને મેં પ્રથમજ કહ્યું હતું કે પેલા ઘરડ ઘોડાં ઉપર જરા સારી નજર કરતા રહો; પણ તમે કાંઇ ધ્યાન આપ્યું નહી. એ કેવી ભુલ! હવે જુઓ આપણી અવસ્થા, ભીખારી નહિ તો બીજું શું."

"આવા સખુન તમે બોલો, મેરી!" રાલ્ફ દલગીર થઇ બોલ્યો.

"જ્યારે મેં તમારી સાથ લગ્ન કીધાં ત્યારે હું તમને સારા પુંજીદાર સમજી હતી," તે બોલી. "ત્યારે મને ખબર ન હતી કે હું મારો હાથ એક ભીખારીના હાથમાં મેલું છું," આ બોલતી બોલતી તે ઉભી થઇ અને રાલ્ફ હાથમાં મોઢું ઢાંકી એક ખુરસી ઉપર બેઠો.

તેને એવી ખબર ન હતી કે આવા બારીક વખતમાં તેની બઇરી તેને એવા સખુન બો-લશે.

"ભીખારી!" તે આસ્તે અને બોખરે અવાજે બોલ્યો.

"ત્યારે બીજું શું?" મેરીએ જવાબ દીધો. "ખરૂં કહીએ તો તમને ચટકો લાગેછે, પણ આપણે આપણા પીત્રાઇના આધારે છી એ એ વાત અકેકથી છુપાવાનો અરથ શું."

"મારા પીત્રાઇનું પેનશન ખાનાર!" રાલ્ફ ચીરડાઇને બોલ્યો. "ના, કદી નહી, મેરી બેહેતર કે હું મરી જાઉ."

"પણ હું તો જીવવાનું પસંદ કરૂં છું," મેરીબોલી "જો તમે મને જુઠી જુઠી સરાધટ કરી ઉલથાપ આપી ન હતે તો કદી હું તમારી સાથ પરણતે નહી. અરે આ મેં કેવી ભુલ કીધી!"

"ત્યારે તમે મારી શાથ નેકા બાંધી આવ્યાં તે ફકત મારા પાસ પઇસોછે એવું સમજીને પઇસા ખાતરજ આવ્યાં કે?" રાલ્ફે ગુસ્સાના કરતાં દુખ વધારે લાગાથી પુછ્યું, કારણ કે તેના એ તમામ વિચાર છતાં તે તેણીને તથા બાલકને અત્યંત ચાહાતો હતો.

"ચાલ, મેરી, એતો તું બોલેછે, પણ હું જાણું છું કે તારાં મનમાં તો કાંઇ નથી," તે બોલ્યો, "અને મારી ખાતરીછે કે તું મને હજુર ચાહેછે, જોકે ગુસ્સાની અંદર તથા નાસોપાસીને લીધે તારા મોંહમાંથી એવા સખુન નિકલ્યાછે."

"ચાહાઉં અને ભુખે મરૂં!" મેરી બોલી. "આવું આવું બેહુદું બોલ્યા કરતાં થોભ અને વીચાર કર કે દલીદ્રતા તે શું છે. તને મોજ મજાહ ભોગવવાનો માહાવરો પ-

ચોછે અને જો હું અને નાનો રોજર આજ રાતે કદાચ મરણ પામ્યે તો અમારા વિયોગ કરતાં તારી મોજમજાહનો ભંગ થાય તો તને અધીક દુખ લાગે. તું પોતે જેટલું તારે વિશે જાણેછે તેનાં કરતાં હું વધારે સારી રવેશે તને ઓળખું છું તો."

"ઠીક, ત્યારે હવે હું તે શું બોલું," રાલ્ફ બોલ્યો, "મારા બોલવાથી તમો ઉપર કાંઇજ અસર થતી નથી."

"હું કાંહાં તમને બોલવા કહુંછું," મેરી બોલી. "મારે જે કહેવું છે તે એજ કે કોશેસ કરો, અને આ કુતકો ખમી મુગા બેસી ના રહો. તમો તો પોંહોંચેલા છો. નવું વીલ હાથમાં લાવો અને તેનો નાશ થાય એવું કરો? મારે ખાતર, તમારાં ફરઝંદ ખાતર, તમારામાં જે કાંઇ અકકલ હોય તેનો ઉપયોગ કરો અને

જે ઘરને આજ ચાર ચાર વરસ થયાં આપણે પોતાનું સમજતાં આવ્યાં છીએ તેને હેનરીના હાથમાં જવા ના દેવો."

આ બોલતી વેળા તેણીએ કોચ ઉપર સુતેલાં ફરઝંદ ઉપર જે કટકો ઓઢારેલો હતો તે ઉંચકયો તથા ઉંઘમાં પડેલાં ફરઝંદનો ચેહેરો ખુલ્લો દેખાડયો; અને તે દેખાડતી વેળા રાલ્ફના ચેહેરા તરફ તગોતગ જોયા કીધું.

"આ બાળક ખાતર," તે બોલી, "આ નાનકરા રોજર ખાતર, કંઇબી કરી વીલનો નાશ કરો."

તેણીના શબ્દથી રાલ્ફ જીવ ઉપર આવ્યો. તે ફલંગ મારતો કે ઉઠયો, જાણે કે તેજ પલે તેણીનો હુકમ બજાવવા જતો હતો. તેની છાતી ઢબઢબ થતી હતી. તેની ચશમના દોલા તેને ખુનપર ચઢેલો જણાવતા હતા.

"કાંઈ બી નીપજો, હા હું તેમ કરીશ." તે બોલ્યો, "મારા હાથમાંજ જો વાત હોય તો મારાં ફરઝંદ ઉપર માઠી અવસ્થા આવતી હું અટકાવીશ."

"તારે સંભાલથી કામ લેવું જોઈએ," મેરી બોલી.

તેણીએ પોતેજ તેને ઉસ્કેરયો હતો તે તેણી ની ભુલી ગઈ, અને બોલી "હુલ્લડ ના કરતા, નહીતો સઘલું બરહમ મલશે."

"બીજા લાઉતો બસ કેની ?" રાલ્ફ બોલ્યો "તમોએ પ્રથમ તાણા મારી અને પછી કાલાવાલા કરી મને ઉસ્કેરયો એટલેજ જીવ ઉપર આવવાની મને ફરજ પડી."

"રાલ્ફ ! રાલ્ફ ! માફ કર મુજને. મારા મનમાં કાંઇ તેવું ન હતું," મેરી બોલી.

"તમોએ મારાં કામમાં ઘણી લાલચ નાખી

છે," તે બોલ્યો. "બારણાં બંધ કરો કે હું બાહાર ગયોછું તે વાતની કોઈને ખબર પડે નહી. હું છુપે દરવાજે બાહાર જાઉંછું; એજ દરવાજો આગલની માફક આ વખત પણ આ કારણસર કામ લાગે એવું છે."

"રાલ્ફ, રાલ્ફ, ના, ના જતા!" મેરી બ્લેકઉડ બોલી. "માફ કર મને; મેં તને બુરી લાલચમાં નાખ્યો છે. હું ઘેલી બની, પાપી રીતે ઘેલી થઇ મેં તને વીલ ચોરવાને ઉશ્કેરયો. મારો સઘલો બાકીનો જન્મારો કંગાલીએતમાં ગુજારવાને હું ખુશીછું પણ તને એવી પાપી મતલબ સાથ બાહાર જવા દેઉં નહી. કેવાં બુરાં પાપી કામનોતું વિચાર કરેછે!"

"હું જલદી પાછો ફરીશ." રાલ્ફ બોલ્યો. એટલું બોલી તેણે દેવાલ ઉપરની એક ખુંતી દાબી જેથી એક છુપું બારણું

સેહેજ અવાજ સાથ ઉઘડી આવ્યું. એક અંધારો મારગ જણાયો, તેમાં તે તંતોરનો ગયો. બારણું પાછું જેમ હતું તેમ બંધ થઈ ગયું અને મેરી એકલી ઓરડામાં રહી.

"ખાવીંદ!" તે બોલી, "અરે એ શું કરવા જાય છે?" એટલું બોલતાંજ તેણીની આંખે તમર આવ્યાં અને બેભાન હાલતમાં જમીન ઉપર અફુલાઈને પડી.

વખત વહી ગયો, સગડીમાં ઇંગાર ધીમે બલતો હતો, અને આખરે બંધે મીનબતી બલી રહી તોપણ તે પાછો આવ્યો નહી.

પણ સાંભલો! એ શું થયું?

મધ્ય રાતનો પેહેલાજ તકોરો પડોસમાંના દેવલના ઘડીઆલમાં થયો તેવોજ ગરાડ ઉંચકાવાનો ધીમો અવાજ સંભલાયો અને તેજ પલે ગુપ્ત દરવાજો ઉઘડયો એટલે રાલ્ફ ઓરડામાં પાછો દાખલ થયો.

તે સઘડી આગલ ગયો, અને સલીઓ પકડીને પજરન પાડ્યું. આતશ રોશન થયો એટલે તથી જમીન ઉપર લંબાઈ પડેલી મડદાં સરખી લાઠ ઉપર તેના ઉજાસ પડયો. હવે રાલ્ફની નજર મેઝી ઉપર પડી.

ગભરાતના પોકાર સાથ તણે પોતાની આંખ ઉપર હાથ આડા ધરયા, અને એક પીધેલા આદમીની મુઆફેક બરાડવા માંડ્યું; કારણ કે તણે તેની બહેરાને ઓલખી નહીં; તે આકાર તેને કોઈ બીજાનો હોય એમ લાગો અને જાણે કે કાંઇ તે ભુલી ગયો હોય તેની ઇઆદ આપતો હતો. આકેબત, કોશેસ કરી તે હુશીઆર થયો. તેણે આંખ આગલથી હાથ ઉઠાવ્યા અને પાછી નજર કીધી. તે મનમાં વિચાર લાવ્યો કે એતો વેહેમી ખ્યાલ છે અને ભેજાં ઉપર જરુરૂં દબાન થવાને

લીધે ઉત્પન થયોછે, પણ નહી, કાંઇબી ઠગાઇ ન હતી. લોક તો ખરેખર પડેલી હતી. તે જોઇ તેનાં દીલમાં ખુજરાંની કરતલ ચાલી.

"મેરી, બોલની પ્યારી! મારી સાથ વાત કરની?"

અને જેવી તેણે મીનબતી સલગાવી તેવીજ તેણીએ નજર ઊંચાડી, અને તેના ચેહેરા ગમ જોયું.

"અરે બાપ!" તે ગાભરી પડી બોલી. પોતાના ભરથારમાં જે ભયંકાર ફેરફાર થયો હતો તે જોઇ તે અત્યંત ચોંકી અને બોલી "તું શું કરી આવ્યો? અરે તુંએ શું કીધું?"

"મેં જે કાંઇ કીધું છે તે બાબે તું કાંઇ ભો કર ના," તે ડોકું ઢુણાવી બોલ્યો. "આટલું જાણવાને બસ થશે કે મેં મારી કબુલાત પાર પાડી છે અને "વીલ" મારા હાથમાં લાવ્યોછું."

"તુંએ વકીલને રાહમાં લુંટયોછે અને તેનાં હાથમાંથી વીલ છીણવી લીધું છે," તે હાથમાં હાથ ભેરવી બોલી "રાલ્ફ, તુએ તેને જાણી બુજા કીધી ન હશે? તથા તેણે તારો ચેહેરો જોયો ન હશે?"

"નહી, મેં તેને આ વડે પછવાડે એક ફટકો લગાવ્યો," એક પીસતોલ દેખાડી તે બોલ્યો. "કેમ, રૂઉની પુની જેવી ફીકી કેમ પડી ગઇ! લે આ બ્રાન્દીનું ગ્લાસ જરા પી; એથી તને જરા હુશીઆરી આવશે."

"રાલ્ફ, એતો હીચકારૂં કામ થયું."

"અએ ઓરત, એ બાબે મુજને થપકો દે ના, મેં તો ફકત તારા કહેવા પ્રમાણે કરયું છે," તેણે જવાબ દીધો. આ બોલતીવેલા તેના ડોલા ખુની જેવા દેખાયા.

"ના હું તને ઠપકો દેઇશ નહી, રાલ્ફ," તેણીએ નરમાસ પકડી જવાબ દીધો; અને

બોલતી વખત ઉંઘમાંથી બીધાર થતાં બાળકને હાથમાં ઉંચક્યું.

"જે મેં કાંઇ કીધું છે તે તારે અને આ બાળકને કાજે છે," રાલ્ફ બચ્ચાં તરફ નજર કરતો બોલ્યો.

"મને તે માલમ છે," તેણીએ જવાબ દીધો, "અને હું આટલું પણ જાણું છું કે આપણા બંધેમાં હું વધારે ગુનાહગાર થઇશ. તું એ તો મારે વાસ્તે પાપ કીધું છે."

હવે એક વખત એવો હતો કે હેનરીને મેરી અંતકરણથી ચાહતી હતી; પણ રાલ્ફ તેણીનો હવે ખાવીંદ અને તેણીના ફરઝંદનો પીતા થઇ ચુકો હતો, હેનરી તરફની તેણીની પસંદગીએ બદાઇને કવડા ધીકકારનું રૂપ લીધું કારણ કે તેણે તેનીની માંગણી રદ કરી હતી. જો કે હેનરી તરફની તેનીની મોહોબતનો આતસ તો લાંબા વખતનો બુજાઇ ગયો

હતો તોપણ આવા સમએ તે આગલો જખમ ઉભરઇ આવ્યો, અને મારચમેંત હાઉસનો હેનરી વડો થાય તે વીચાર તણીથી તામોશ થઇ શકાયો નહી તેનુ કારણ પણ એજ હતું.

"મેરી, તું પોતાને સતાવ ના," રાલ્ફ એક નીસાસો નાખી બોલ્યો. "એમાં તને ફાયદો થનાર નથી. જે થયું તે તો થયું હવે એવું કરવામાં હાંસલ શું."

"હા! હા!" તે ઉતાવલથી બોલી. "પણ જો એ સઘલું જણાઇ આવે તો શું કરવું?"

"એમાં ધાસતી જેવું કાંઇએ નથી તું તારી ખાતરજમાં રાખ." રાલ્ફે જવાબ દીધો. આ બોલતાં તે એક તેબલ આગલ બેઠા અને કાચા બ્રાન્દીનું એક તંબલર ગલામાં રેડી દીધુ. "હું ઘર છોડી બાહાર ગયો હતો, એ વાત કોઇ જાણતું નથી. તે ફકત તને રોશન છે,

અને તું કાંઇ મને ઉઘાડો પાડી આપે તેવું નથી."

"શોકર ખોદા!" મેરી બોલી અને પછી પોતાના એ શબ્દ સાંભલી ધ્રુજવા લાગી 'ખોદા નો મોટો ઉપકાર માન કે તું કોઈની નજરે પડયાવના ઘર સલામત પાછો આવ્યોછે.'

"અરે એતા મોટાં નસીબ," રાલ્ફ બોલ્યો. એ પછી તેણે એક વિતારેલું મોટું કાગલ કાઢી વાંચ્યું, અને મેરી તેનાં ખભાં ઉપરથી તે કાગલ જોતી રહી.

"હં! વરસ દહાડે રૂ૫૦૦૦ નું પેનશન એ મને આપી જાયછે, અને બાકીનું સઘલું, કાંઇ જુજ શીવાએ, તે પોતાના પ્યારા હેતવંતા સપુતને આપી જાયછે."

ઠીક ઠીક. એ વાંચતાંજ તે ખરખર હસીઓ; અને વીલને તેણે સગડીમાં સેરવી દીધું,

અને જાંહાં સુધી તે બલીને ભસ્મ થયું તાંહાં સુધી ચીપીઆ વડે ઇંગાર ઉપર પકડી રાખ્યું. તે જોઇ તેની ઓરત ગોયા કાંઇ જાદુઈ અસરને તાબે થઇ હોય તેમ સ્થંભ થઇ પોતે બરપા કરેલાં કાળાં કરતુક જોઇ ધ્રુજવા લાગી.

---

## પ્રકરણ ૫ મું.

રેલવે સ્તેષન ઉપર સાંજની સઘલી ત્રેનો આવી લાગી. તે સ્તેષન ઉદ હેમના નાના સ્તેષનથી આસરે ૧૦ માઇલ ઉપર હતું. ગાડી હજુરતો બરાબર ઉભીજ રહી હતી એટલાંમાં એક જુવાન ઉતારૂ સ્તેષન ઉપર ઉભેલા પોરતરની ચેતવણી છતાં કુદી પડયો. તે ઉતાવલો પુરૂષ હેનરી મારચમોંત પોતે હતો. થંદી કકરતી પડવાને લીધે તેનું

બદન કાંપતું હતું; કારણ કે ગરમ દેશોમાં જઈ રહેવાથી તેને થંદી ખમવાનો આશરમ છોડી દીધો હતો. અંધારામાં તણે આણીગમ પેલી ગમ નજર કીધી પણ ગાડી કંઈ મલી આવી નહી. સ્તેષન આગલ બે ગાડી હતી ખરી પણ તે કોઇ લેડીઓને વાસ્તે કોઇએ રાખી મુકી હતી; અને તેથી હેનરીને માટે ચાલી જવા શીવાએ કાંઇ ચારો રહયો ન હતો. તેણે ઝડ-પથી પગલાં ભરયાં. "ઓક હાલ" તરફ તેણે વલાણ લીધી; અને તેમ કરવામાં પોતાની ખ્યા-રીને કોઇબી રવેશે મલવાનો તેનો હેતુ હતો.

પોતાના પીતાના મરણ આગમચ વતન તરફ પાછો નહી ફરવાને તણે કસમ લીધા હતા તે એક લેખે પાર પડયા હતા, જો કે તેને તે વાતની કાંઇ ખબર હતી નહી, કારણ કે તેના બાપે તો કેવારનો મોંહોતના ફીરેસ્તાને પોતાનો જીવ સ્વાધીન કીધો હતો.

"કેવી બીહામણી રાત !" પોતના દગ-
લાનો કાલર ઉંઠલાવતો તે બોલ્યો.

ખરેજ, રાત ઘણીજ અંધારી અને ભય
કાર હતી. ધુમસ અત્યંત પડતો હતો. હવાની
અંદર કાંઇ ચીજના અથવાતો પવનના ગંભીર
સુસ્વાતે તે જુવાન શખ્સના જીગરને ના-
હીમત કરી નાખ્યું. કદાચ તે પોતે તોડેલા
વચનને માટે ફીકરમંદ હતો અને દીલસે
બોલતો હતો કે તે નહી આવતે તો કેવું સારૂં
થતે !

તે આગલ ચાલ્યો. અને જે છોકરીને
ચાહતો હતો તે છોકરીના ઘર નજદીક જેમ
જેમ તે જતો ગયો તેમ તેમ તેનો ચેહેરો
વધારે વધારે ઉજાત પકડતો ગયો.

"હા, આજ તેણીનું ઘર ! પણ આ કેવું
અંધારૂં, કેવું ભયંકાર ! આટલી બધી બરી

છતાં એક પણ બારીમાંથી ઉજાસ જણાતો ન.
થી !" તેની છાતીમાં કાંઇ અજાયબ જેવુ દુખ
લાગ્યું. તે દુખ કાંઈ બુરા સમાચારની આગાહી
આપતું લાગ્યું.

વેરાણ અને સુમસામ થયલા રસ્તાની
અધવચમાં તે થમ થઇ ઉભો. તે શા માટે
એટલો ભયાભીત થયો હતો ! તેની શુધ ઠેકાણે
રહી નહી.

"અરે રે, મને એટલી ગમગીની શા
કારણસર ઉપજતી હશે," તે પોતાની મુરખાઇ
ઊપર હસતો બોલ્યો. તે હીંમત કરી આગલ
ચાલ્યો. સીડી ઉપર ચઢ્યો. દરવાજા જોરથી
ઠોકયા.

પ્રથમ તો તેને કાંઇ જવાબ મળ્યો નહી.
તેણે ફરી ફરીથી ઠોકયા કીધું એટલે કલનાં કાં-
નાંમાંથી એક ઝીણો સાદ "એ કોણ છે" કરી
નીકળ્યો.

"તમે દરવાજો ઉઘાડો નહી તો હું મારૂં કામ શું છે તે તમને કોઇ રીતે જણાઉં;" તેણે જવાબ દીધો "મેરબાન બાઇ," હું તમારી નાની સેઠાણી એમીલીને મલવા આવ્યો છું."

"મારી નાની શેઠાણી? તે ઘરડી બાઈ બારણું જરા અલગું કરતી બોલી. "અહીઆં તો કોઇ બાઈબી નથી ને સેઠાણી પણ નથી."

"પણ મી૰ ફેરફેક્ષ, અને તેની બેટી કાંહાં ગયાં?" હેનરીએ પુછયું.

"શું?"

"આતો કોઇ બેહેરી દેખાયછે," તે મનસે બોલ્યો, અને ફરીથી તેણે સવાલ કીધો.

પણ જે લોકો તે ઘરમાં રહેતાં હતાં તેઓ વિશે તે કાંઈ જાણતી ન હતી. જે સઘલું કાઇ તે જાણતી હતી તે એજ હતું કે

તે ઘર વેચવા કાઢયું હતું, અને કે તરૂણીની માત્ર રખેવાલ હતી. બીજો એક પણ શબ્દ બોલ્યા વગર તેણીએ તેનાં આંગ ઉપર દરવાજો ઉઘાડો, અને તેને એકલા નાસીપાસીમાં ગીરફતાર મુકી જતી રહી. નાસીપાસ કારણકે તે એમીલીના દીદાર જોવાની તથા તરૂણીનો નાજુક હાથ પોતાના હસ્તમાં પકડવાની ઉમેદમાં ત્યાંહાં આવ્યો હતો.

હવે શું કરવું તે સુઝે નાહી. શું તે પોતાના પેદરને મળ્યા વગર શેહેર પાછો છોડી જાય, અથવા તેની નજદીક જઈ પોતાની ભુલ કબુલ કરે? ગમેતે બનો પણ જે છોકરીને પોતાનો પવીત્ર પ્યાર આપેલો હતો તે શીવાય બીજી કોઈને પણ નાહી પરણવાનો તેણે મજબુત ઠરાવ કર્યો.

પોતાની બચ્ચગીનું ઘર જ્યાંહાં હતું કે

ઘણા [illegible] દીવસ જોયલો નહી તે તરફનો રસ્તો જોતાં તેનું હઈયું ભરાઈ આવ્યું.

“અરે, બાગ, તાંહાં તે મને કેમ ઊભો રાખશે? તે મને શું કેહેશે?” તેણે મનસે વિચાર કીધો. તેને બીચારાને થોડી ખબર હતી કે તેનો બાપનો કબરવાસી થયો હતો.

તે પેલા વગડામાં ગયો, અને જલદીથી તે જગા ઉપર જઈ લાગો કે જાંહાં તે એમીલી સાથ બેસી ગોફતે ગો કરતો હતો. અરે કેવી મધુર ઈઆદ. તેણીનો ચેહેરો, તેમજ તેણીનો સરોદ ગોયા તાજો હોય એમ તેને જણાયું. અને બરાબર ખ્યાલમાં ને ખ્યાલમાં તે જાણે એમીલીનો ચેહેરો જોતો હોય એમ જણાયો.

તેણીનો પીતા શા માટે, તેમને આડે આવ્યો હશે? તે વાંકો વળ્યો, અને જે ઝાડ ઉપર તેઓ બેસતાં હતાં તે ઝાડને બોસાથી

વધાવ્યું. તેજ ઝાડ આગલ બેસી તેણે આગલ એક દીવસ એમીલીનું નામ કોતરેલું હતું. તે વખત તેને આસમાન તેમજ જમીન ખુશ ખુશાલ દીસતાં હતાં. તે બનાવ કેટલો જુનો થયો હતો અને તે પછી તેણે કેટલું સંકટ વેઠયું હતું.

પાંચ વરસ! પાંચ વરસમાં શું નહી બને! કદાચ એમ પણ હોય કે એમીલી હવે એમીલી ફરફેક્સ ન કહેવાતી હોય? પણ નહી, એવો વીચાર દોડાવવો મને ઘટે નહી. તે કદાચ પેલો જીહાન તરફ અસ બાબ ઉઠાવી કુચ કરી ગઇ હશે; પણ તે બેવફા નહી થઇ હોય. જયારે અમે છુટાં પડયાં ત્યારે તેણીએ મારી તરફ કેવી આતુરતાથી જોયા કરયું હતું તે મને ય આદ છે.

વરસાદ રહી ગયો હતો. તોફાન તેમજ

પવનનું જોર નરમ પડયુ હતું. તારાઓ ગગનમાં ચકચકીત થઇ રહયા હતા. તેણે આકાશ તરફ ઝાડની બીચોબીચ દાંખળીમાંથી નજર કીધી અને વીચાર કીધો કે શું તેમજ તેની એમીલી પણ જોતી હશે કે નહીં? તે કાંહાં હતી કાંહાં નહી તે જાણવાને માટે તે પોતાના કર્મ ચીજનો ભોગ નહી આપી શકતે.

અરે એ શું? હેનરી ઝાટકયો અને કાન આપી સાંભલવા લાગો. જંગલમાં પોકારોના અવાજ તેણે સાંભલયા હતા. હવે તેઓ બંધ પડયા; પણ તરતજ બંદુક ફુટવાનો અવાજ તેના કાન ઉપર પડયો; અને ત્યારેજ તેને ખબર પડી કે પીંડારાઓ નજદીકમાં હતા.

તે આહિસ્તે રહી એક ખુલ્લી જગા તરફ ચાલ્યો. તેનાં મોહોડાં ઉપર ખુશાલીની રતાસ પંથરાઇ ગઇ. ચોરોની પારધ કરવાને

તેના બાપની મુઆફિક તેને કોઇ દીવસ પણ તક મળી ન હતી. તે તેમની નજદીક જલદીથી જઈ લાગો. તેઓ બે જણ હતા, એક ચોર એક સસલું ઉપાડવાને વાંકો વળતો હતો, જ્યારે બીજો પોતાની બંદુક ભરતો હતો.

"છોર, એ સસલાંને, પીંડારાઓ," ઝાડીમાંથી એકદમ નીકળી આવી હેનરી બોલ્યો.

પેલો ચોર ચોંકયો અને પાછળ હઠ્યો પણ બીજો જેના હાથમાં બંદુક હતી તેણે જોયું કે હેનરી એકલોજ હતો ત્યારે તે હીમત પકડી બોલ્યો, "એક કદમ આગળ વધ્યો તો કમબખ્તી સમજવી."

"તારૂં મોહોત સેતાબ કરતું હોય તો ફોડજે!" હેનરી તેના આંગ ઉપર ધસી જઇ બોલ્યો.

પેલો ચોર બચીત બંદુક છોડતે અને

હેનરીને જખ્મી કરત પણ તેના સાથીએ બંદૂક ઉરાડી નાંખી જેથી ગોળી એક ઝાડ સાથ અથડી. જેવી બંદુક હાથમાંથી નીકળી પડી તેવોજ પેલો ચોર તો તાંહાંથી પીઠ મંદી નાહાંઠો અને તેનો સાથી એકલો રહી ગયો.

"આજ આવ મારી સાથ," હેનરીએ પેલા સાથીને આલિંગન કરી જમીનપર પટકી કહ્યું. "લુચ્ચા તને છ માસ સખત મજુરીની શીક્ષા ઘટેછે." હેનરી હાંફતો હાંફતો બોલ્યો,

"મને ઘટે દયા નહી ઘટે, પણ જો તારામાં વફાદારીનું એક પણ ટીપું હોય તો તે શીક્ષા હું કદી પામનાર નથી," ચોરે જવાબ દીધો.

"હું તારો ઉપકારી, શા માટે?" હેનરીએ પુછ્યું, "આ દીધું મને સાર ઉપર થયું છે તે માટે કે?"

"નહી, પણ મેં ખીલના હાથમાંથી બંદુક ઉરાડી નાખી તે માટે. જો હું ખલલ નહી કરતે તો હું કઇ વારનો પોહોંતો થયો હતે."

"હા એ વાત ખરી," હેનરી બોલ્યો, "વાસ્તે હવે તું આહીથી જા અને ફરીથી મારા હાથમાં આવતો ના."

"ઘણી મેરબાની કીધી, સાહેબ," ચોર બોલ્યો. "જયોરજ બ્લીસ્ટો આજે પેહેલ વેહેલું એક મેરબાનગી ભરેલું કામ પોતા ઉપર થયલું જુએછે."

"સાહેબજી," હેનરી એક પોનદારાને પોતાનું નામ ખુલ્લું કરતાં કોઇ અજબ થતો બોલ્યો.

"સાહેબ મેહેરબાન," ચોર બોલ્યો, "ખોદા તમને સુખી રાખજો."

હેનરીએ તેના હાથમાં બે રૂપીઆ સેરવી દીધા કારણ કે તેને એવો વીચાર આવ્યો હતો કે તે શખ્સ બીચારો કોઈ મુફલેસ હતો. બીજું તેને એવું જણાયું કે તે શખ્સ રાહમારના કામમાં કોઈ નવોજ શિખાઉ હતો.

જાંહાં સુધી તે રાહમારનાં પગલાં દુર ગયાં અને બેમાલુમ થયાં તાંહાં સુધી હેનરી થોભ્યો અને પછી તેણે ચાલતી પકડી. આખરે તે ખેતરની હદ ઉપર આવી પોહોંચ્યો. પહેલું ખેતર હતું કે જાંહાં કવડાં જીગર સાથ તે ફરયો હતો; અને પોતાના પીતાની મોહોબતની મોહતાજ બાબે તેના મનમાં આડા અવળાં આવયાં હતાં. પણ આ બાબદ તો પીતાની મોહોબત વગર ચલાવી શકતાં શીખ્યો તેની તથા તેની જીંદગીનો અમુલ્ય હીરેસો તેને મળ્યો તેની ખુરવેની હતી.

એમીલી ! આહ ! આ નામમાં એક આખી લાંબી કવિતા રચાયલી હતી, અને હવે તેણીની તો ગુમ થઈ. ગુમ થઈ ગઇ અને તેણી વળી હંમેસગીમાં હોય તે કોણને ખબર.

માસ્ચમેંત ઘરના દરવાજા તેણે ઠોકયા ત્યારે તેના વીચાર કાંઈ પોતાના પીતા બાબે નાહી પણ ફક્ત એમીલી અને એમીલીમાંજ ભરાયા હતા. બારણું ઉઘડયું પણ ઉંબર ઉપ રજ તે સ્થીર ઉભો રહયો. એટલામાં કોઇએ તેની પીઠ ઉપર હાઠ મારયો. બુઢો બટલર તેને જોઇ વિશમય પામ્યો અને બોલ્યો, "અરે ઓહો ! મી૦ હેનરી કે ? અને લોહી લુહાન ! અત્યારે રાતને વખતે કેમ આવવું થયું ? અરે થોડાક કલાક જલદી આવ્યો હોત તો કેવું સારૂં થાત ?"

"એ શું બોલોછો ?" હેનરી ચોંકીને બોલ્યો.

બટલરે એક પલભર તેની સાંમે તગો તગ જોયા કીધું. અને પછી, આંખ ઉપર હાથ મુકી રડવા માંડયું.

"તને ખબર નાહી પડી" બટલર બોલ્યો "તને ખબર નથી પડી."

"ખબર શાંની" હેનરીએ ઉતાવલથી પુછ્યું.

"કે તું શાણો મોડો આવ્યો," બટલરે જવાબ દીધો. "તારો પેદર આ જીહાનથી કુચ કરી ગયો છે."

આ મખુન તેના કાન ઉપર પડતાંજ હેનરી બેશુધ થઇ જમીન ઉપર પડયો. બટલરે ગંતડી વજાડી, એટલે ચાકર દોડી આવ્યા જેમની મદદથી થોડા વખતમાં હેનરીને તેના પોતાના ઓરડામાં તેનાજ બીછા ઉપર લઇ જઇ સુવાડયો.

"ઑરે. વીનગેત" દાકતર જીરાર્દ જે એક અતી મોટી રોશનીવાલા ઓરડામાં બેઠી ન્યુસપેપર વાંચતો હતો તે બોલ્યો. "કેમ શું દુખ છે. એટલો શોક કર ના, નાડીનો કે મારા હાથમાં તારી નાડો ધરવી પડશે."

ઘરડો બટલર ખરેખર સફેત અને ફીકર મંદ થઇ ગયો હતો. પોતાના સેઠનાં મરણથી તો તે અરધો શોકાતુર થઇ ચુકો હતો પણ વલી હેનરીને લીધે તે પુરો તેમ બન્યો.

"દાકતર જરા જલદી ઉપર આવો," તે બોલ્યો, "મી૦ હેનરી અતરે આવી લાગો છે, અને જયારે મેં તેને તેના બાપના મરણ બાબે જાણાવ્યું ત્યારે તે જમીન ઉપર બેસુધ થઇ પડયો. વલી તેના ઉપર પીંડારાઓએ સીહા રાહામાં હુમલો કરીઓ તથી તેને માથાં ઉપર એક જબરો ફતકો પડયોછે."

"ખચીત એ ઘણું અજાયબ જેવું છે," દાકતર બોલ્યો," પણ મીο બ્લેકઉદ એ બાબે શું કહેછે ?"

"તે હું કાંઇ જાણતો નથી," વીનગેત બોલ્યો, "હજી લગન મેં તેને પુછ્યું નથી; પણ તેને જણાવવાને વખત પુષકલ મલશે. તમે મારા શેહને પેહલે આવીને જુઓ."

"ચુપ!" દાકતર બોલ્યો, "એ મારૂ કામ નથી; પણ હું ધારૂંછું કે મીο બ્લેક-ઉદને હેનરીના આવવાની ખબર કરવી જોઇએ. તેમના વચ્ચે દોસ્તીનો અભ્યાસ છે કે ?"

વીનગેતે કાંઇ જવાબ દીધો નહી. કદાચ એમ પણ હોય કે તેણે છેલો સવાલ સાંભ-ર્યો નહી હોય, જયારે દાકતર એવું સમજયો કે તે બાબે જવાબ દેવાની બટલરની મરજી ન-થી તેથી તે ચુપચુપ તેની પછવાડે ગયો.

"બાપ અને દીકરાના ચેહેરામાં કાંઇ પણ જરા મલતાપણું નથી," હેનરીનો ખુબસુરત ચેહેરો જોતાં દાકતર બોલ્યો. તેણે હેનરીનાં માથાંનો જખમ તપાસ્યો અને બટલર જે હાથમાં મીનબતી પકડી ઉભો હતો તેની ગમ જોઇ કહ્યું "ફીકર જેવું કાંઇ નથી. જખમ રૂજાય એવો છે. એમાંથી લોહી ઘણું ગયું છે, અને એવાં માણસથી અતલગના એક બેસીના મરણ સમાચાર નહી ખમાઇ શકાય; તોપણ ધાસ્તી જેવું કાંઇ નથી. જરાએ ફીકર નથી."

"આહ, મી૦ બ્લેકઉડ કે?" દાકતર બોલ્યો. બારણું ઉઘાડી કાલા પોશાકમાં બ્લેકઉડ અંદર દાખલ થયો. "વીનગેત હમણાં તમને તમારા પીત્રાઇના આવી પોહોંચવાની ખબર આપવા આવનાર હતો. હેન-

શને કાંઇ અકસમાત બન્યો છે. અરે નહી એટલા ફીકરના પડો તમારા પીત્રાઇને કંઇ અડચણ આવનાર નથી. એતો જલદી સારો થશે."

અને બચીત રાલ્ફના ગભરાયલા દેખાવ જોઇ દાક્તરને તેની ઉપર દયા આવી. બચીત અને પીત્રાઇ વચ્ચે મજબુત એખલાસ હોવો જોઇએ. અગર નહી તો રાલ્ફના બાબમાં તો બચીત જણાય છે; અને એ સઘળું હેનરીના મડદાં જેવા દેખાવથી બન્યું છે.

"એ કયારે આવ્યો? અને મને કેમ ચેતાવ્યું નહી?" રાલ્ફ ગુસ્સામાં બોલ્યો.

"એને હમણાંજ ઉપર લાવ્યા છીએ" દાક્તર બોલ્યો, "અલબત તમને જણાવવું જોઇતું હતું પણ વાત એછે કે અમે બધા ગભરાતમાં હતા."

"પણ એ આવ્યો ક્યાંથી," રાલ્ફે પુછ્યું, "જાણે વાદળા ઉપરથી ઉતરી આવ્યો હોય એવું દેખાય છે."

"અફસોસ છે કે એ બીચારો થોડા કલાક જલદી નહી આવ્યો," ડાક્ટરે કહ્યું "જો એને મી૦ મારગમેંત મરતી વખત જોત તો તેને કેટલો દીલાસો મળત!"

"તે તો કોણ જાણે" રાલ્ફ ઝડપથી બોલ્યો "પણ એ બંધે બાપ દીકરા વચે છુટા પડતી વેળા અનબનાવ ઘણો થયો હતો."

"પણ જાંહાં મોહોબતનીજ વાત હતી તાંહાં એવી દુશમની ટકતે નહી તો," ડાક્તર બોલ્યો.

"ખરૂં, પણ કેટલીક વેળા ગુસ્સો એવો હોયછે કે મોહોબતની થોડી દરકાર કરવામાં આવે." રાલ્ફ અનાકરાથી બોલ્યો.

એટલું બોલી રાલ્ફ દાકતરને સલામ કરવા ટોપી ધુણાવી જલદી પગલે અને આનંદી ઉમંગે ઉતરી ગયો અને અફલાઇને પોતાના કોચ ઉપર પડયો.

"એ શું છે?" મેરી ચોંકી ઉઠી બોલી.

રાલ્ફ ઉઠયો અને પોતાનાં મોઢાં ઉપરના બાલ બરાબર કરતો ધીમે સાદે બોલ્યો "હેનરી પાછો આવી લાગો છે."

"તમારો ભાઇ. અને અહિંઆં કે?" મેરી બોલી. "અતરે તેનું કેમ આવવું થયું."

હેનરીએ જે કાંઇ સાંભળ્યું હતું તે તેણીને કહ્યું. તે સાંભળતાં તેણીની ખુશી થતી જણાઇ.

શું તેણીની પોતાનો ઝીંગો જવાનો વખત નજદીક આવેલો સમજી હતી?

"રાલ્ફ" તે બોલી. અને પછી તેની ન

જદીક જઈ તેના કાનમાં કાંઈ સુખુન કહ્યા.

રાલ્ફ ભાગેલોજ વાઘની માફક કુદી ઉઠયો અને તેનો ચેહેરો લાલ આતશ જેવો થઈ આવ્યો. આ વખતે તેના હાથમાં છટકવાની એક તક હતી જે તેના ખ્યાલમાં પણ ન હતી.

“તું ઘણીજ ચતુર દેખાય છે,” તે આનંદ થતો બોલ્યો.

આ બોલતી વેળા તે તેણીને કોણી કરતે; પણ વળી ઓચીંતી તે તેની આગળથી આંખોને ખસી ગઈ. રાલ્ફ તેણીનો ધણી હતો, અને તેનો ગુનાહ છુપાવતાં હેનરી કે જેને તેણીની એક વખત ખરી મોહોબતથી ચાહાતી હતી તેનાં ઉપર ધીક્કાર ભરેલા કાનો લખાની હાલતમાં તે આવેલી કેહેવાય.

(ભાગ ૧ લો તમામ.)

---

આરયન દીપક પ્રેસ, ખેતવાડી.